(સ્વદેશોન્નતિ માટે)

# યુરોપ અમેરીકાનો પ્રવાસ.



લેખક—

સાકરલાલ ડાહ્યાભાઇ વકીલ—ભરૂચ.

પ્રસિદ્ધ કર્તા—

શેઠ ચુનીલાલ હેમચંદ જરીવાલા—મુંબઇ.



પ્રથમાવૃત્તિ] સં. ૧૯૭૭ [પ્રત ૧૦૦૦







કિં. કાચું પુઠું. ૦-૮-૦ પાકું પુઠું ૦-૧૨-૦

# અર્પણપત્રિકા.

દેશ સેવાના અને સાહિત્યના અભિલાષી નિસ્વાર્થ દેસ હિત ચિંતક અને માતૃભૂમિની સેવામાં જેઓએ પોતાની જીંદગી અપર્ણ કરી છે તેઓ ભાઇ **વીઠલભાઈ ઝવેરભાઈ પટેલ**

**વાંદરા—મુંબાઈ**

આપ વિદ્વાન છો. તેમજ પરગજુ છો. સોનું અને સુગંધ બન્ને આપમાં છે. આપ સાહિત્ય વિલાસી છો, વેદાંત ધર્મના રહસ્યને સમજો છો. અને ખરો ધર્મ, નીતિ શું છે અને દેશ ઉન્નતિ શાનાથી થાય તેમ છે તે આપ સુજ્ઞ બરાબર જાણો તથા સમજો છો. દેસોન્નતીનો આધાર ધર્મ પરજ છે. અને પ્રજાનું ચારિત્ર જેમ જેમ ધર્મ નીતિપરાયણ હોય તેમ તેમ પ્રજાની ઉન્નતિ થાય છે. અને થયેલી દેશ દેશાંતરોમાં માલમ પડે છે.

દેશ સેવાના અનેક કામો આપ કરી રહ્યા છો, આપને આ દેશનો તેમજ યુરોપ અમેરીકા ખંડનો, ત્યાંના લોકોનો, તેમની રહેણી કરણીનો પણ સંપૂર્ણ અનુભવ છે. આપ નિર્મળ—હૃદયી છો. અતિ માયાળુ છો, અને આપ મારી સાથે સદ્ભાવ ધરાવો છો. આ સર્વ આપના સદ્ગુણોથી આકર્ષાઇ એક નાનકડા સ્મરણ તરીકે આ લઘુ પુસ્તક હું આપને અર્પણ કરૂં છું.

સ્નેહાભિલાષી,

**સેવક-સાકરલાલ ડાહ્યાભાઇ વકીલ—ભરૂચ.**

# પ્રસ્તાવના.

સદરહુ ગ્રંથ વાંચનારાઓને જણાવવાનું કે આ ગ્રંથની અંદર માત્ર ઇંગ્લાંડ, અમેરીકા, જર્મની, ફ્રાન્સની મુસાફ-રીનુંજ વર્ણન નથી પરંતુ તે તે ગામોની અંદર જવા આવવા સારૂ શું શું સાહિત્યની જરૂર છે તેમજ તે દેશોની ઉન્નતી સાથી અને શી રીતે થઇ છે તેમજ તેમની સાથે સરખાવતા આપણા દેશની ઉન્નતી કેવી રીતે થઈ શકે તેમ છે તેમજ હાલમાં હીંદુસ્તાનમાં જે ચળવળ સ્વદેશ ઉન્નતી સારૂ ચાલી રહી છે તે બરાબર વ્યાજબી અને તેજ ધોરણ ઉપર ઇંગ્લાંડ, અમેરીકા, જર્મની આજની સ્થીતી પર ચઢી બન્યું છે અને જો હીંદુસ્તાનના લોકો તે તે સદ્‌ગુણો ગ્રહણ કરી તે પ્રમાણે પ્રતીજ્ઞાથી પોતાનુ વર્તન શરૂ કરે તો કાલે સવારે દેશની ઉન્નતી થઇ આખા દેશનું દરીદ્ર જાય તેમ છે, તે વાતનો ખુલાસો તેમજ તે તે દેશોમાં શી રીતે વેપાર ઉદ્યોગ ચાલે છે અને તે કેવા ધોરણે કામ કરે છે અને આપણે કેવા ધોરણ પર હીંદુસ્તાનના વતનીઓ કામ કરીએ તો આપણે તેમના કરતાં પણ સારી ઉન્નતી પર આવી શકીએ તેમ છીએ તે બાબત શું શું પગલા લેવાની જરૂર છે તે વાતનો પણ ખુલાસો બતાવેલો છે તેમજ તે દેશમાં ભણવાની કેવી સગવડો છે અને દેશ દાઝ માટે શી શી વ્યવસ્થા દેશના લોકો કરી રહ્યા છે તે અને હીંદુસ્તાનમાં શું ચાલી રહ્યું છે અને હીંદુસ્તાનના લોકોને

શું શું કરવાની જરૂર છે વીગેરે ટુંકાણમાં હીંદુસ્તાનના લોકોની અને ઈંગ્લાંડ, અમેરીકામાં, લોકોની દેશની, ત્યાંની અને અત્રેની રહેણી કરણીની પદ્ધતિ બતાવેલી છે તેમજ પહેલા આપણા દેશમાં શી પદ્ધતિ હતી અને હાલમાં શું થઈ રહ્યું છે અને આપણા દેશમાં કેવી રીતભાત અને વર્તણુકથી ચાલવાનું શરૂ કરીએ અને તે મુજબ પ્રતિજ્ઞા લઈ તેજ ધર્મ છે એમ સમજીએ તે બાબત પણ બરાબર સમજાવવામાં આવેલી છે. તેમજ હાલમાં ચાલતી રૂઢીથી દેશમાં ગુલામગીરીથી શું શું અંધાધુની તથા કેટલે અંશે પોતે પોતાનો ધર્મ કર્તવ્ય ભુલી જવાથી કેવા બની ગયા છીએ અને તેમાં કેવા કેવા ફેરફાર કરવાથી કેવી રીતે આપણા દેશને અને દરેક વ્યક્તિને ફાયદા થાય તેમ છે. તે તમામ વાતો આપણા દેશને દેશના લોકોને અને યુરોપ અમેરીકા દેશ અને ત્યાંના લોકોની સાથે સરખામણી કરી બરાબર સમજાવવામાં આવેલું છે. ટુંકાણમાં હીંદુસ્તાનની ઉન્નતી શાથી હતી અને શા કારણ અને કેવા કર્તવ્યથી એકદમ થઈ શકે તેમ છે અને હીંદુસ્તાન યુરોપ અમેરીકાના કરતાં વધુ ઝાહોઝલાલીમાં લાવી શકાય તેમ છે એ તમામ હકીકત અને યુક્તિ આ ગ્રંથમાં પુરેપુરી બતાવવામાં આવેલી છે. આ ગ્રંથ વાંચેથી દેશની સ્થિતિનું, પરદેશનું અને કેવી રીતે ધર્મ નીતીની વર્તણુક ચલાવવાથી કેવા બની શકાય છે અને બનવા સારૂ શું શું કરવું જોઇએ અને તે

કેવી રીતે અમલમાં મુકી શકાય તેમ છે તે સર્વે બતાવેલું છે. આ ગ્રંથ તમામ સ્કુલ કોલેજોમાં એક ફરજીઆત ગ્રંથ તરીકે અને દરેક ઘરમાં એક ખાસ ધર્મના પુસ્તક જેવી કે ગીતા ભાગવતની જરૂરીઆત છે તે કરતાં વધુ ઉપયોગી જાણી નાના મોટા તમામ હીંદુસ્તાનના વર્તનીઓએ એકવાર વાંચી તે પ્રમાણે મનન કરી વર્તન કરવાની અને ગામના તમામ તેમજ પોતાની જાતીના બંધુઓને અને દેશના ભાઈઓને તે પ્રમાણે ચલાવવા તે પ્રમાણે એસોસીએશનો કરવા અને કરાવવા બનતી તજવીજ કરવા કોઈપણ ચુકશે નહી એવી ગ્રંથકર્તાની વીનંતી છે—તેમને જેમને યુરોપ, ઈંગ્લાંડ, અમેરીકા—જર્મની, ફ્રાન્સ વીગેરે ઠેકાણે જવું હોય તેને તો ખાસ આ ગ્રંથ વાંચવાની અને રાખવાની જરૂર છે અને ત્યાંની તમામ હકીકત જાણવી હોય તો તે પણ આ ગ્રંથમાં છે તેમજ જે વિદ્યાર્થીઓને ખાસ ભણવા જવું હોય તો તેને કયાં જવું છે અને કયાં જવાથી ફાયદો છે અને તે બાબત જે જે ખુલાસા જોઇતા હોય તો તેણે કોને કેવી રીતે લખવું અને પુછવું જરૂરનું છે તે પણ આ ગ્રંથમાં બતાવેલું છે. માટે વિદ્યાર્થી જેમને યુરોપ અમેરીકા જવું હોય તેમને આ ગ્રંથ વાંચવા ખાસ ભલામણ છે.

લી. સેવક—**સાકેરલાલ ડાહ્યાભાઈ.**



# શુદ્ધિપત્ર.

| પાનું. | લીટી. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૩ | ૩ | રસડર | રસડલ |
| ૧૫ | ૧૭ | છોકરાઓ | છોકરીઓ |
| ૩૬ | ૧૯ | પીતા | પીતાને |
| ૪૪ | ૧૮ | પશ્ચમાન | પશ્ચિમના |
| ૪૭ | ૧૭ | થોડો | ખરો |
| ૪૯ | ૮ | બ્રાહ્મણ | બ્રાહ્મણે |
| ૬૯ | ૧૧ | shuts | sheets |
| ,, | ૧૩ | ,, | ,, |
| ,, | ૧૮ | Asbustors | Asbestos |
| ,, | ,, | Shuts | Sheets |
| ૭૦ | ૧૩ | Rau | Raw |
| ૮૮ | ૮ | તેક્ષ | ટેક્ષ |
| ૮૯ | ૧૫ | સ્વચ્છતા | સ્વચ્છતામાં |
| ૧૧૩ | ૧ થી ૧૮ | કાળ (થી આપણા હાથમાં | ડબલ છપાયું છે. |
| ૧૧૪ | ૨ | સેવાપરી | સર્વોપરી |
| ૧૧૬ | ૧૩ | પણ | ડબલ છપાયું છે |
| ૧૨૮ | ૧૨ | મૂખ | મૂર્ખ |
| ૧૨૯ | ૯ | લોકા | લોકો |
| ૧૨૯ | ૧૬ | અક્લમરીઝનું | અક્ષેલરીઝનું |





શ્રીયુત્ સાકરલાલ ડાહ્યાભાઈ વકીલ-ભરૂચ.

આ ગ્રન્થના લેખક.

"જૈન વિજય" પ્રેસ—સુરત.

ૐ

શ્રી ગણેશાયનમઃ

મારો—

# યુરોપ તથા

# અમેરિકાનો પ્રવાસ.

સદરહુ ગ્રન્થ વાંચવાથી દરેક આદમી જેઓને યુરોપ અમેરિકા મુસાફરી કરવા વીચાર હશે તેમને કોઇને કાંઇપણ પુછવાની જરૂર રહેશે નહી એટલુંજ નહી પરંતુ ત્યાં શું શું સગવડ તથા અડચણ છે તે પણ જણાશે અને વધુમાં હીંદુસ્તાનના રહીશો કેવી રીતે વેપારની યોજના કરવાથી તથા દરેક નાના મોટા શહેરોમાં પોતાના ગજા પ્રમાણે ઉધમ કરવામાં જુદી જુદી નાની નાની ફેકટરીઓ ખોલવાથી ટુંકુ વખતમાં પૈસા મેળવી શકે તે તમામ યુરોપ અમેરીકાના મારા અનુભવ ઉપરથી આ ગ્રન્થમાં સર્વે ગ્રહસ્થોની સુચના માટે અને તે ઉપરથી તેઓ સહેલાઇથી કામ કરી શકે તે માટે પુરેપુરૂ વર્ણન કરવામાં આવેલું છે.



## પ્રકરણ ૧ લું.




પહેલો ઇંગલાંડમાં સને ૧૯૦૭માં ભરૂચ ઇન્ડસ્ટ્રીઅલ મીલને માટે સ્પીનીંગની મશીનરી લેવા અકટોબર માસમાં આવેલો. ત્યારબાદ સને ૧૯૧૧માં તેજ મીલને માટે વીવીંગ મશીનરી ખરીદવા આવેલો જે મીલ ભરૂચ ઇન્ડસ્ટ્રીઅલને નામે આજસુધી પ્રખ્યાત છે અને જે મીલમાં નંબર ૪૦ થી નંબર ૧૦૦ સુધીનું સુતર બને છે અને ઝીણું કાપડ બને છે જે હીંદુસ્તાનમાં એક જોવા લાયક મીલ છે. પછી તે મીલ ભાગીઆઓની તકરારમાં બીજા ગૃહસ્થના હાથમાં ગઇ અને ત્યારબાદ હું સને ૧૯૨૦ના જુન માસમાં તા. ૧૮મી જુને ત્રીજી વખત યુરોપની મુસાફરીએ આવવા નીકળ્યો, જે વખતે હીંદુસ્તાનની નવી કંપની જે સીંધીઆ સ્ટીમ નેવીગેશન કંપનીના નામથી મુંબાઈના શેઠ નરોતમ મોરારજી જેના એજન્ટ છે તે કંપનીની Loyalty લોયલટી નામની સ્ટીમરમાં હું નીકળી યુરોપ આવેલો. હવે જે સાહેબોને યુરોપ ઇંગલાંડની મુસાફરી માટે હીંદુસ્તાનથી નીકળવું હોય તો તેમની સાથે શું શું વસ્તુની જરૂરીઆત છે તે પહેલા જણાવવાની જરૂર છે કારણ કે આપણા દેશના રીવાજ પ્રમાણે દરેક વ્યકતી જુદા જુદા વીચાર દર્શાવી બીચારા

નવા આદમીને ગુંચવી નાંખે છે, તે એટલે સુધી કે ભાઈ તું જો ફલાણી રીતે છરી કાંટો નહીં પકડે તો ત્યાં અડચણ પડશે, અને તેટલા માટે ઈંગ્લાંડ જતાં પહેલાં તારે તાજ-મહેલ હોટલ વીગેરેમાં પ્રેકટીસ કરવી જોઇએ. આવી રીતે અણુસમજુને સમજાવી બીચારાને નાહક હેરાન કરે છે, માટે જણાવવાનું કે, આવી રીતે કાંઇ પણ પ્રેકટીસની જરૂરત નથી અને નીચે બતાવ્યા કરતાં વધુ સામાન લાવવાની પણ જરૂર નથી.

૧ ટ્રંક—ચામડાની.

૧ ચામડાની હેન્ડ બેગ.

૨ સુટ એક કાળો અને એક બીજો ગમે તેવો રંગ પસંદ હોય તે પણ બન્ને સુટ ગરમ હોવા જોઇએ.

૨ નાઇટ સુટ પેજામાં ગરમ—ફલાલીનના.

૩ ખમીસ. ૧ હેર બ્રસ. ૧ ઘડીઆળ નાનું.

૩ સ્ટોકિંગની જોડ. ૧ ડ્રેસ બ્રસ.

૨ ટુવાલ. ૧ ટુથ પાઉડર એન્ડ બ્રસ.

૨ નેપકીન ૧ હેર Oil

૬ સાદા રૂમાલ સફેત. ૧ સ્લીપર.

૧ હેટ. ૧ ડાયરી.

૧ હોલબુટ.

૧ ગાઉન ૧ પેનસીલ અને સેલ્ફ પેન.

આ સીવાય જો દરીઓ લાગતો હોય તો ૧ સીસી Fruit salt અને ૧ સીસી પેનકીલર, ૧ સીસી નાની ક્વીનાઇનની.

આ શીવાય બીજી કોઇ જરૂરીઆત નથી, કારણકે સ્ટીમરમાં નેપકીન, ટુવાલ, ઓઢવાને બનુસ, તકીઆ વીગેરે સગવડ મળે છે. અને ઇંગ્લાંડ પહોંચ્યા પછી જ્યાં જે જે જરૂરીઆત લાગે તે તમામ ચીજો મળી શકે છે. એટલે ઉપલી ચીજો કરતાં વધારે નાહક લાવવામાં પૈસા તથા ઉંચકવાની મહેનત છે.

થોડું ખાવાનું સાથે રાખવા જરૂર છે કારણ કે જેને જે જાતના ખાવાનાનો ટેસ્ટ હોય તેવી દરેક જાતની ખાવાની ચીજો જે મહીના સુધી બગડે નહી જેવી કે ચેવડો, સેવો, સકરપારા, મગજ, સુકી કોપરાની ચટણી, અથાણું, ઠોર, ગાંઠીઆ, પાપડ, દહીંતરા, ગેભર, ફરસીપુરી, ચણાની દાળ વીગેરે જે જે લાંબી મુદત રહી શકે એવું ખાવાનું થોડું રાખવાની ખાસ જરૂર છે કારણ કે હીંદુસ્તાનના લોકોનો સ્વાદ આખી દુનીઆ હું ફર્યો છું પણ તે સ્વાદ કોઈ પ્રજામાં નથી. માટે એકદમ બીજા સ્વાદમાં પસંદ ન આવે તે માટે હું થોડું પોતાના સ્વાદનું ખાવાનું રાખવાની પણ ભલામણ કરૂં છું.

હવે સ્ટીમર પરની હકીકત એવી છે કે ઇંગ્રેજી સ્ટીમર ઉપર દરેક વખતસર જે જે વખતે બેલ વાગે તે વખતે ખાવા વીગેરેની જે ગોઠવણ હોય ત્યાં ખાવાનું ચહા કાફી વીગેરે આપવામાં આવે છે. જે જેને પસંદતા હોય તે મુજબ ખાય છે. પરંતુ જ્યારે હું હીંદુસ્તાનની પહેલી આ નવી કંપની જેને તેત્રીસ કરોડની વસ્તીમાં પહેલ વહેલા યુરોપ જવા સ્ટીમર ચલાવવી શરૂ કરી છે અને જે હીંદુસ્તાનની કેપીટલથી કંપની ઉભી થઇ છે અને જે સ્ટીમર મારફત તમામ દેશી ભાઇઓ ઇંગલાંડ જવા બેસે છે તે સ્ટીમરમાં હીંદુસ્તાનના સ્વાદ મુજબ ખાવા પીવાની પણ સગવડ હશે એમ મેં ધારેલું. કારણકે ફ્રેન્ચ સ્ટીમર પર ફ્રેન્ચના ટેસ્ટ મુજબ ખાવાનું બનાવવામાં આવે છે, ઇટાલીઅન સ્ટીમર ઉપર ઇટાલીઅન રીત મુજબ અને જાપનીસ સ્ટીમર ઉપર જાપાનની રીત મુજબ, ઇંગ્રેજી સ્ટીમર ઉપર ઇંગ્રેજી ઢબ મુજબ ખાવાનું બનાવવામાં આવે છે તે ઉપરથી હીંદુસ્તાનની સ્ટીમર ઉપર જ્યાં ત્રણશો હીંદુસ્તાની ઉતારૂ, તો માત્ર ૨૫ પચીસજ યુરોપીઅન હતા તો ત્યાં હીંદુસ્તાનના સ્વાદ મુજબ કાંઈ ગોઠવણ હશે એમ મેં ધારેલું કારણકે સ્ટીમરના એજન્ટો હીંદુ વેષ્ણવો છે પરંતુ જ્યારે સ્ટીમરની વ્યવસ્થા જોઇ તો તમામ ઉલટીજ વાત. શિવાય ગાય અને ડુક્કરનું માંસ અને બાફેલું ઇંગ્રેજી

ઢબ પ્રમાણે. ફીરંગી રાંધનારા અને હીંદુસ્તાનના સ્વાદ મુજબ ખીચડી પણ આવડે નહી તો બીજી વાતજ શાની! હવે બીચારા ૩૦૦ ત્રણુસો ઉતારૂ હીંદુસ્તાનીઓ હતા જેમણે યુરોપનો સ્વાદ ચાખેલો નહી તેમને તો અપવાસ પડવા માંડયા. તેમણે ખારવા જેઓ દીવ દમણના હતા તેમની પાસેથી રોટલી, શાક, દાળની રોજ એક આદમી દીઠ એક રૂપીઓ આપી ગોઠવણ કરી લીધી અને ચલાવ્યું. આ ઉપરથી મારી વીનંતી મારા દેશી બંધુઓને છે કે આપણા ભાઇઓ જેઓ એક નવું કામ સાહસ કરવા નીકળે છે અને તે બાબત તેમને જોઇએ તેટલી ગમ નહી હોવાથી પોતાની વાત સમજતા નથી અને પારકી બુદ્ધીએ પોતાની અવનતિ કરે છે. હવે જો આ સ્ટીમર ઉપર જેવી રીતે ફ્રેન્ચ સ્ટીમર પર ફ્રેન્ચની રીત પ્રમાણે ખોરાક બનાવવામાં આવે છે તે પ્રમાણે હીંદુસ્તાની કોઈ ચાહે મુસલમાન કે ઢેઠા પરંતુ હીંદુસ્તાનનો સ્વાદ જાણનાર ખાવાનું બનાવવા રાખવામાં આવ્યા હોય અને દેશની રીત પ્રમાણે પુરી, શાક કે ખીચડી પણ એક વાર આ બધા ઉતારૂઓને આપવામાં આવતી હોય તો હાલની ટીકીટ કરતાં રૂપીઆ પચાસ કે સો વધુ લેવા માંગે તોપણ ઉતારૂઓ ખુશીથી આપે પરંતુ ફીરંગી ગાય, બકરા બાફી લાવે તે શી રીતે ખાય ? આ આપણા દેશી બંધુઓની મેનેજમેન્ટની ખામી.

જો દેશી સ્વાદ પ્રમાણે માંસ કે શાક ભાજી બનાવવામાં આવે તો આ સ્ટીમર હીંદુસ્તાનીઓ સૌથી વધુ પસંદ કરે અને બીજી સ્ટીમરમાં આશા રાખી શકે નહી પરંતુ જ્યારે હીંદુસ્તાનીઓની કેપીટલથી સ્ટીમર ચલાવવામાં આવે છે તો સર્વે દેશી બંધુઓનો હક છે કે સ્ટીમરના એજન્ટોએ ઉતારૂઓની સગવડ મુજબ વર્તન ચલાવવું જોઇએ. જે જે દેશની ઉન્નતિ થઈ છે તે પ્રજામત ઉપર ચાલે છે તેથી થઈ છે. તેઓ પ્રજાનીજ સગવડ પર ધ્યાન આપે છે અને તેમના અવાજને માન આપી તેમની સગવડ મુજબની સ્ટીમરો તેમાં ખાવાની ગોઠવણ-હોટલો તેમની પદ્ધતી મુજબ છે તેથી તેઓ ચઢયા છે પરંતુ હીંદુસ્તાનના લોકોને પોતાની જાતનું સ્વ અભિમ ન નથી અને પોતાની રીતભાત પ્રમાણે પોતે એજંટો બની પોતાની જરૂરીઆતોને માન આપતા નથી તેથી દુનીઆના કોઇપણ ભાગમાં હીંદુસ્તાની ભલે પોતાને પોતાના દેશમાં મોટો સમજતો હોય પરંતુ બહારગામ એટલે યુરોપ અમેરીકામાં આફ્રીકામાં ઓસ્ટ્રીઆમાં સર્વે ધિકકારની નજરથી તેના તરફ જુવે છે છતાં હજુ તે પારકી ચાલજ પકડવા તૈયાર થાય છે ને પોતાની ચાલ મુજબ ચાલવા પ્રયત્ન કરતા નથી તે એક શરમની વાત છે. દુનીઆમાં હીંદુસ્તાનનું નામ નીશાન ગણત્રીમાં નથી. અંગ્રેજ મહાન રાજ્યના તાબેદાર બની એટલે દરજ્જે તેમની

નકલ કરવાથી પહોંચ્યા છે કે ઇંગલાંડમાં ઇંગ્રેજી મોટી મોટી હોટલોમાં હીંદુસ્તાની જાય તો ત્યાંથી એમ કહેવામાં આવે છે કે જગા નથી. થોમસ કુક એન્ડ સન્સ પાસે સ્ટીમરની ટીકીટ લેવા હીંદુસ્તાની જાય તો કહે કે જગા નથી. જે થોમસ કુક હીંદુસ્તાનમાંથી લાખો રૂપીઆ પેદા કરે છે પરંતુ ઇંગ્રેજને ટીકીટ મળે ને હીંદુસ્તાની માટે જગા નથી, મહીના ને મહીનાસુધી બીચારા હીંદુસ્તાનીઓને ઇંગિલાંડથી હીંદુસ્તાન આવવા તેમજ ઇંગલાંડથી અમેરીકા જવા ટીકીટ મળતી નથી. બરાબર વ્યાજબી છે.! ફ્રાન્સે પોતાની સ્ટીમર બનાવી, અમેરીકાએ પોતાની સ્ટીમરો બનાવી, ઇટાલીએ, જાપાને, સર્વે પ્રજાએ પોતાની સ્ટીમરો કરી છે તો તેત્રીસ કરોડ આદમી મુર્ખ બની બેસી રહે અને પારકાના ઉપર ઝુઝે તો એજ ગતિ થાય માટે હીંદુસ્તાનના લોકોની ફરજ છે કે જો દુનીઆના ભાગોમાં જવું હોય અને હીંદુસ્તાન પણ એક દેશ છે, એમ દુનીઆને બતાવવું હોય તો તમારી, તમારી સગવડ મુજબની સ્ટીમરો યુરોપ અમેરીકા જવાની મોટી મોટી બનાવો. તમારો માલ આ હીંદુસ્તાનમાંથી હમેશા કરોડોનો યુરોપ અમેરીકા જાય છે તે માલ બીજી કોઇ પણ સ્ટીમરમાં નહી મોકલતા તમારીજ સ્ટીમરમાં મોકલવો એવી ઐકયતા કરો અને જે જે દેશમાંથી માલ આવે તે તમારી સ્ટીમર મારફત

આવે એવીજ ઐકયતા કરો અને તમો તમારી સ્ટીમર મારફતે મુસાફરી કરતા શીખો ને જગતને બતાવો કે તેત્રીસ કરોડ જેમને યુરોપ અમેરીકાના ઘણા લોકો રેડ ઇન્ડીઅન, નીગ્રો, કુલી વિગેરે પંકતીમાં મુકે છે તે પંકતીમાંથી જાપાનની પેઠે બતાવી આપો કે તમો પણ કાંઈ બુદ્ધીમાન છો, નહી તો તમારી અવસ્થા જેમ રેડ ઇન્ડીઅનોને અમેરીકાના એક ખુણામાં ઘાલી દેવામાં આવ્યા, આફ્રીકાના કાળા લોકને નાબુત કરવામાં આવ્યા, ઑસ્ટ્રેલીયામાંથી જેમ ઓસ્ટ્રલીઅનોને કાઢી નાંખવામાં આવ્યા તેજ પ્રમાણે તેત્રીસ કોટીની અવસ્થા થશે. હજુ રાત નથી પડી, સમજો અને ઐકયતા કરી પોતાના દેશી પોતાનાજ બંધુઓ છે અને જયાં જયાં Indians નામ સાંભળો ત્યાં તેને બનતી મદદ કરતા શીખો તોજ ઈશ્વર તમને મદદ કરશે અને નહીં તો જયાંસુધી તમારામાં સ્વાર્થ ભાવના રહેશે તો તમો નષ્ટ થઈ જશો અને આખો દેશ યુરોપ પ્રજાથી છવાઇ જશે. હાલમાં પણ હીંદુસ્તાનમાં ઓઇલના મોટા મોટા કારખાના, સુવર્ણના કારખાના, જયુટના મોટા મોટા કારખાના, કાનપુર તેમજ ધારીવાલના ઉનના કારખાના, સીમેન્ટના કારખાના, વીમા કંપનીના કારખાના, મોટી મોટી બેન્કો, મોટી મોટી સ્ટીમ કંપનીઓ, મોટી મોટી રાલી, ગ્રેહામ જેવી પેઢીઓ, કોલસાની ખાણો અને

મેનગેનીઝ વિગેરે પારકા હાથમાં છે ને હીંદુસ્તાનીઓ મજુરી કરે છે. તમામ ટી, કોફી, ગાર્ડન્સ, વીગેરે બધું પરદેશીના હાથમાં તે તમને સુઝે નહી અને તેનું પરીણામ એ આવ્યું છે કે ઇંગ્લાંડ તરફથી તમને સરખા નહીં ગણવાથી અને કુલી અને ક્રેકાડેલ ગણવાથી ખાસ ઇંગ્લાંડમાં પણ તમને કોઈ જગા સારી મળતી નથી તો બીજી યુરોપની પ્રજા જ્યારે ઇંગ્લાંડ અને ઇંગ્લાંડના તાબાની પ્રજા, આફ્રિક, આસ્ટ્રેલીઆ, કાનેડા હીંદુસ્તાનીને પેસવા દેતા નથી તો બીજી પ્રજા અમેરીકા કે ફ્રાન્સ કે જર્મની ના પેસવા દે એ તો સ્વાભાવીક છે. પરંતુ એ બધાનું મુળ કારણ આપણે પોતે છીએ. આપણને બહાર ગામ પાદરીઓ અમેરીકામાં મેં ઘણી જગાએ સાંભળ્યું છે કે તેઓ એવું જણાવે છે કે હીંદુસ્તાનના લોકો તો બધા સાપના મદારી છે, સાપ પાળે છે, છોકરાઓ સાપને સોંપી દે છે, નદીમાં ફેંકે છે, એ તો ઇંગ્રેજ માબાપે આ લુગડાં કપડાં માનચેસ્ટરથી લાવી પહેરતા કર્યા છે માટે ઇંગ્રેજને ધન્યવાદ છે. આ સ્થીતી હીંદુસ્તાનની બહારગામ સુધરેલી દુનીઆમાં છે માટે ભાઇઓ જાગો, દુનીયા જુવો અને તમો તમારા દેશમાં શ્રીમંતો પાસે ધન ઢગલે છે તેમની તીજોરીમાંથી કઢાવો અને આબાદાની જેમ થાય તે માર્ગ હવે પછી કેટલાક હું સુચવીશ તે મુજબ અગર જે મુજબ ધ્યાન પહોંચે તે મુજબ કરો, નહિ તો આફ્રીકાના રહેવાશીઓ મુજબ તમારી અવસ્થા થશે.

આટલું તો એક સ્ટીમર હીંદુસ્તાનની છતાં કાંઈ પણ હીંદુસ્તાની સ્વાદ મુજબ ખાવાનું રાખ્યું નથી તે બદલ હું સર્વે પબ્લીકને તે એજન્ટો પાસે તાકીદે સુધારો કરવા ભલામણ કરૂં છું. એક દાખલો બસ છે. ઇંગ્રેજોને આપણને પોતાના તરફ તાબામાં બરાબર રાખવા .છે તો એમનું ખાસ એક Y. M. C. A. ખાતું છે જ્યાં આપણા હીંદુસ્તાનના વીદ્યાર્થીઓ શીખે છે ત્યાં હીંદુસ્તાનના સ્વાદ મુજબ ખાવાનું બનાવવામાં આવે છે તો ધન્ય છે એમને કે એ લોકો આપણા સ્વાદ પ્રમાણે કરવા તજવીજ કરે છે જ્યારે દેશી ભાઇઓ એકદમ ઇંગ્રેજી થઇ જવા માંગે છે અને તેને પરિણામે પોતાના દેશના બંધુઓને માન નહીં આપવાથી આખી દુનીઆમાં હીંદુસ્તાનીઓ તરફ સહુ તીરસ્કારની લાગણીથી જુવે છે, છતાં આ અપમાનની અસર તેઓને થતી નથી અને પોતે દરેક કામ કેમ કરવું તેમાં ઐક્ય થતા નથી અને છેવટે બહુ જુદાપણાના સ્વભાવથી હમેશને માટે જુદા થવું પડશે તે ધર્મનો સીદ્ધાંત ભુલી જવાથી આ દુર્દશા થઈ છે કે આફ્રીકામાં અપમાન, ફીઝીના ટાપુઓમાં દુ:ખ. ઓસ્ટ્રેલીઆ જવા દેવામાં આવતાજ નથી, કાનેડામાં રહેવા દેવામાં આવતા નથી, સારે સારે ઠેકાણે ઇગ્લાંડમાં પણ એજ દુર્દશા છે. અમેરીકામાં પણ તેજ સ્થીતી છે. તેનું કારણ પોતાના દેશમાં પોતાના દેશી ભાઇઓ-

ઉપર એક બીજાની દ્વેષ ભાવના અને કોઈ પણ જાતની લાગણી નથી તેજ કારણ છે. માટે દરેક દેશના બંધુઓએ એકત્ર થવું જોઇએ અને એક બીજા તરફ માનનીય લાગણી અને એક બીજાને દરેક રીતે બનતી મદદ કરવામાં અને પોતાની દોલતનો ઉપયોગ દેશનો ઉદ્યમ અને વિદ્યા વધારવામાં કરવો જોઇએ. જે જે દેશો ચઢેલા છે તેના શ્રીમંતોએ પોતાના દેશના બાળકોને દરેક રીતની કેળવણીની જોઇએ તેટલી સગવડો દરેક રીતના ઉદ્યોગોના કારખાના વિગેરેમાં પોતાનું ધન ખરચ્યું છે અને તેના પરિણામે તેઓ અબજો પેદા કરી રહ્યા છે તેનો દાખલો લઈ આપણા દેશી ભાઇઓએ પણ કરવાની જરૂર છે.



## પ્રકરણ ૨જું.



વે ઇંગલાંડ આવ્યા પછી લંડનમાં વિદ્યાર્થીઓને માટે Y. M. C. A. યંગ મેન ક્રીશ્ચીયન એસોસીએશન રસડર સ્કેવરમાં છે ત્યાં થોડે ખરચે રહેવાની તથા આપણા દેશના સ્વાદ મુજબ દાળ ભાત, રોટલી, શાક, ખીચડી વીગેરે મળે છે, ત્યાં તેઓને રહેવાનું ઠીક છે. અને જેઓ હોટલમાં રહે તેમને દેશી સ્વાદનું ખાવાનું મન થાય તો એક જુનાગઢના મી. અબદુલ્લાએ રૂપર્ટ સ્ટ્રીટ જે પીકાડેલીમાં છે ત્યાં ખાવાનું મળે છે કે જો કે તેનો ભાવ એકજ હીંદુસ્તાની હોવાથી વધુ છે. પરંતુ આપણા સ્વાદનું ખાવાનું બનાવે છે. જો ઇંગલાંડ અમેરીકા ઘણા જથામાં આવવું જવું હોય તો હિંદુસ્તાનીઓની ફરજ છે કે તેઓએ પોતાની હોટલો કંપની કાઢી મોટા મોટા દેશોમાં ને શહેરોમાં શરૂ કરવી જોઇએ એટલે પછી કોઇ તેમને તિરસ્કાર પણ નહી કરે અને ઉલટા તેઓ તમારી હોટલમાં સારી સગવડ હશે તો પ્રાર્થના કરીને આવશે પરંતુ આપણે જેટલા પરાવલંબી રહીશું તેટલાજ

માથામાં ચોગરદમથી જોઢા ખાવાના, માટે આપણી હોટલની અને ખાવાની સગવડના રેસ્ટોરંટની લંડન, માનચેસ્ટર અમેરીકા, ન્યુયોર્ક વીગેરે શહેરોમાં ખાસ જરૂર છે, જેમાં રહેવાની ખાવાની સર્વે સગવડ જોઇએ તેમજ તે તે દેશમાં શું શું જોવા લાયકો છે, કયા કયા મ્યુઝીઅમો છે, કઇ કઇ મોટી ફેકટરીઓ છે, કઇ કઇ મોટી બેન્કો, મોટી પેઢીઓ વીગેરે છે તે બાબતની તમામ ખબર ત્યાં મળવી જોઇએ. તેમજ હવે આપણે પોતે પરદેશ ખાતે વેપાર કરવો હોય તો તે દેશોમાં આપણી હીંદુસ્તાનની બેન્કોનીજ શાખા જોઇએ. શા માટે આપણે પરદેશી બેન્કોને exchange માં કરોડો રૂપીયા ખવડાવવા જોઇએ અને આપણે આપણી દરેક વેપારીની ઇંગલાંડ, માનચેસ્ટર, ન્યુયોર્ક, જર્મનીમાં બર્લીન, ફ્રાન્સમાં પેરીસમાં credit આપવી પડે છે તો તે આપણીજ જો બેન્કો હોય તો ઘણી સારી રીતે કામ કરી શકે. જેટલી સ્ટીમરની જરૂર છે તેટલીજ બેન્કોની જરૂર છે અને તેટલીજ આપણી હોટલ રેસ્ટોરન્ટની જરૂર છે. જાપાન, ચાયના, ફ્રેન્ચ, ઈટાલી, બેલજીઅમ, જર્મની કેનડાએ સર્વે પોત પોતાની બેન્કો, સ્ટીમરો, હોટલો કાઢી કામ કરી રહ્યા છે માટે ચાહે તો સર્વે સાથેનો સંબંધ નહી રાખવો હોય તો તે માર્ગ લો ·અને દેશમાં કોઈ પરદેશી વેપારી કે કોઇને જેમ બીજા દેશ પેસવા દેતા

નથી તેમ બંધ કરો અગર પરદેશ જાઓ અને તેમની પાસેથી હરેક ધંધો શીખી લાવો અને તે તે દેશમાં તમારી સગવડ સારૂ તમારી બેન્કો, તમારી સ્ટીમરો, તમારી હોટલો કરી અગવડ દૂર કરો અને તે જગાઓ એવી બનાવો કે હરેક વિદ્યાર્થી અગર વેપારીને જે કોઈ આપણા દેશનો ત્યાં પ્રદેશમાં આવે તેને હરેક જોઇતી ખબર ત્યાંથીજ મળેજ આ એક જરૂરની વાત છે.

ઈંગલાંડમાં આવનાર વેપારીઓ તેમજ વિદ્યાર્થીઓને એક વાત ધ્યાનમાં જરૂર રાખવાની છે કે પરદેશમાં અત્રેની ચીજ ઉપર અને અત્રેના બૈરાઓના ફ્રીડમથી તેમના તરફ કોઇબી રીતે વ્યભીચારની દ્રષ્ટીથી નજર કરતા નહી નહીં તો તમારી જાતને ને દેશને ડુબાવી રહ્યા છો તે કરતાં વધુ ખાડામાં નાંખશો તેમજ દારૂની બદીમાં પડતા નહી. દુંકાણમાં ઘણી છુટ હોવાથી કોઇબી જાતની બદીમાં દાખલ થતા નહી. કારણ કે મનુષ્ય જાતનો સ્વભાવ ખોટા તરફ જવાનો હંમેશા હોય છે તે તરફ જઇ દેશનું નામ બુરાડતા નહી. જો છોકરાઓના સંસર્ગ અને દારૂથી બચશો તોજ તેમના સદ્ગુણ તરફ તમારી દ્રષ્ટી જશે અને તમારા માતા પીતાએ કે તમોએ જાતે મુસાફરીની અગવડો વેઠી હશે તે તથા પૈસા ખરચ્યા હશે તે મજરે લાવશો નહી તો બરબાદ થશે અને હમેશને માટે દેશમાં દેશદ્રોહી

ગણુાશે. ઘણાના માતા પીતાના પૈસા પોતાના છોકરાએ ઇંગલાંડ જઇ કુમાર્ગે જવાથી અગર ત્યાંજ લગ્ન કરી દેવાથી હેરાન થઈ ગયા છે તે રસ્તે જતા નહી, આ એક ખાસ શિખામણ છે પછી કુવામાં પડનારને કોઇ રોકી શકતું નથી. પરંતુ યુરોપ અમેરીકાની પ્રજાની એક બીજા તરફ પોતાના દેશી ભાઇઓ તરફની લાગણી, તેમની ઉન્નતિ કરવાના વીચાર, તેમની રેગ્યુલેરીટી, કામ કરવાની રીતભાત, મોટી મોટી સ્કુલો, કોલેજો, તેમાં શિક્ષણની પદ્ધતિ, શહેરમાં સેનીટેશનની રીતભાત, રમત ગમત તથા કસરતની રીતભાત, એમના દેશ સેવા સારૂ કાઢેલા દવાખાના, મ્યુઝીઅમ, ગાર્ડનો, લોકોને બચપણથી છોકરા છોકરીઓને સાથે રાખવાની રીતભાત કે જેથી મોટપણે તેમના વચ્ચેનો વ્યભીચાર ન થાય અને પ્રેમમય ભાઇ બ્હેનનીજ લાગણી રહે. એમની રેલ્વે, પોસ્ટ, તારખાતા, તથા દુકાનો ચલાવવાની રીતિ, હોટલો ચલાવવાની રીતી, તથા એક બીજા તરફની સભ્યતા, નોકર શેઠ વચ્ચેની રીતભાત અને સંબંધ, બૈરાં પ્રત્યેની માનની લાગણી, સ્રી તરફનો પ્રેમ નહી કે તિરસ્કાર, એક બીજા તરફ પ્રેમ નહીં કે દ્વેષ, એક બીજા તરફ ધિક્કારની લાગણી નહી તે એમની પોલીસી તથા ન્યાયની પદ્ધતિ, તેમનું ખાવાપીવાનું નીયમીતપણું, સ્વચ્છતાનાં નીચમનું પાલન, પાણી તથા ગટરની સગવડો, મકાનો બાંધવાની પદ્ધતી, સ્ટોરો ચલાવવાની

રીતભાત, આ સર્વે શીખવાની તેમજ મોટર, હવાઈ ઝાઝ, નળ, કસરત, રસ્તાઓ, દીવાની સગવડ, વીજલીથી અને મશીનથી શ્રમ કેવું સસ્તું અને કેટલી ઝડપથી થઈ શકે છે. આખા દેશમાં કેવી કેવી સગવડો પુરૂષો સ્ત્રીઓ સારૂ ટ્રેનથી, રસ્તાથી, મોટરથી, હોટલોથી, ટેલીફોન, ટેલીગ્રાફથી કરવામાં આવી છે દરેક સ્ટેશન ઉપર clock રૂમ બેગેજ રાખવાની કેવી કેવી સગવડો છે, રસ્તામાં સ્ત્રી પુરૂષો સારૂ મુતરડીઓની કેવી સગવડો છે વીગેરે શીખી લાવી તમારા શહેરમાં તે તે મુજબ દાખલ કરવા અને એક નીતિમાન, મહાન શહેરી બનવાના સદ્દગુણો શીખી લાવવા વિનંતી છે. નહી કે રોજ હજામત કરવાનું અને ગમે તે ખાવું અને ગમે તેનું ખાવું ને પીવું ને ઈશ્વર ભુલી જવો. તેઓ પોતાનો ધર્મ દીવસ રવીવાર કેવી રીતે પાળે છે તે ઉપર તમારે તમારો ધર્મ દીવસ ઈશ્વર પ્રત્યે કેમ ગાળવો એ સર્વે શીખવાની જરૂર છે.



## પ્રકરણ ૩ જું.



હેલા જ્યારે હું ૧૯૦૭ તથા ૧૯૧૧ ની સાલમાં આવેલો એટલે લડાઈ પહેલા ત્યારે ઈંગ્લાંડના લોકોમાં ઘણીજ નમ્રતા તથા સભ્યતા અને સરખાપણાનો સ્વભાવ જોતો અને વેપાર કરવાની ઘણી આતુરતા અને વેપાર માટે દરેક જાતની સગવડો કરી આપવાની ખુશાલી જોવામાં આવતી પરંતુ આ લડાઇ પછી હાલમાં જ્યારે હું ૧૯૨૦ ના જુલાઇ મહીનામાં આવ્યો ત્યારે મને ઈંગ્લાંડમાં તેના તેજ લોકોના મન જુદી રીતે ફેરવાયલા દેખાયા એટલે કંઇ નમ્રતાને બદલે અભીમાન, સભ્યતાને બદલે બેદરકારપણું, સરખાપણાને બદલે હુંમપણું અને જુદાપણું અને વેપાર કરવાને ઘણાજ ઓરડરો હોવાથી બેદરકારપણું અને જ્યારે બેદરકારપણુંજ થઇ ગયું ત્યાં પછી સગવડની જરૂરાતજ શી હતી તેનો વિચાર તમારે કરી લેવો. આ બધું સારા માટે કે માઠા માટે તે તો નારાયણની કૃતી નારાયણજ જાણે પરંતુ હવે અત્રેથી કોઇ આશા શીખવાની કે એમની મદદની કે વેપારમાં સગવડની

તે વીષ્ણુવે નમઃ રાખવી ફોગટજ છે છતાં હજુ વેપારમાં જે પ્રમાણીકતા છે તે હાલ છે કે ગઇ તે માત્ર જોવાનું છે. આજસુધી ઇંગ્રેજી વેપારીના જેવા પ્રમાણીક બીજો નહીં એ જે છાપ છે તે હવે વેપાર કરવાથી ધીમે ધીમે જણાશે કે પહેલાની માફક તેઓ નીતિમાન છે કે નહીં એ સર્વેને પોતપોતાના વેપારના અનુભવથી જણાશે. હવે જે આપણા લોકો અત્રે વેપારને માટે આવે છે તે ખાસ ઉંડાણમાં મેન્યુફેકચરોને નહી મળતાં વચ્ચેની મોટી મોટી પેઢીઓને મળી જો ઓરડર આપે તો તો દશ ટકા કમીશન તરતજ ગુમાવે છે માટે જેઓને કોઇને ચીજ લેવી હોય તો કોઈપણ પેઢીને વચ્ચે નહી રાખતા સીધી વાત પોતાની મેળે કરે તોજ ફાયદો થાય નહી તો વચ્ચેની પેઢી સાથેની વાતથીજ તે પેઢીનું પાંચ દશ ટકા પછી જેવી ગોઠવણુ તે મુજબ ચઢી જાય છે ને આપણને તે નુકશાન થાય છે.

તેમજ છોકરાઓ જે અત્રે શીખવા આવે છે તેમને પોતાના માબાપ પૈસા મોકલે છે એટલે કાંઇ કાળજી રહેતી નથી અને અત્રે માત્ર ભવીષ્યમાં ગુલામ બનવાની આશાથી શીખવા આવે છે. તેમનું આવવું અને ભણવું હમારા દેશને ફાયદાકારક નથી પરંતુ તેમને તેમજ દેશને નુકશાન-કારક છે. માટે શીવીલીયન બને છે તોપણ દેશને સુખ કરવા

બહુલ મોટે ભાગે દુઃખ દે છે. બેરીસ્ટર થાય તોપણ દેશનાજ લોકોના પૈસાથી નીર્વાહ ચલાવે. કોઇ દેશને ફાયદો કરી દેશને સુખી કરી શકતા નથી. ડૉકટર થાય તો પણ તેજ હકીગત છે. અગર કોઈબી શિક્ષણથી નોકર બને તો તે અને દેશનું કોઇબી રીતે કલ્યાણ કરી શકે તેમ નથી. માત્ર કોઈ ઈન્ડસ્ટ્રીઅલ કેવળણી લે તો જુદી વાત છે પરંતુ મોટે ભાગે યથા રાજા સ્તથા પ્રજા. મોટે ભાગે ઈંગ્રેજી સ્વભાવજ સ્વાર્થી હોય છે તે પ્રમાણે તેમના સમાગમમાં વધુ રહી સ્વાર્થી બને છે. જ્યાંસુધી હીંદુસ્તાનનો આદમી હીંદુસ્તાનના લોકોને પોતાના શિક્ષણ અગર ઉદ્યમથી દેશ અગર દેશના લોકોને શી રીતનો ફાયદો થઇ શકે તેવી ઉમેદથી કામ નહી કરે ત્યાંસુધી તેમનું પોતાનું કે દેશનું કલ્યાણ થવાનું નથી.

આપણા દેશમાં મુખ્ય ધર્મનું શિક્ષણજ હતું કે દરેક મનુષ્યનું જીવન શરીર પરમાર્થ સારૂ છે–અને તેણે પોતાથી બને તેટલો ઉપકાર કરવો એજ તેનું કર્તવ્ય હીંદુસ્તાનમાં સમજાતું હતું અને તે વાત ભુલી જવાથી એટલી દુર્દશા થઇ છે કે ગુલામગીરી હાલતમાં જેમ કોઇ નચાવે તેમ નાચી રહ્યા છે અને પ્લેગ, કોલેરા, દુકાલ, ઈન્ફ્લુએનઝા, ગરીબાઇ અને દરેક રીતે હેરાન ગતીમાં છે, કારણ કે ધનવાન નિર્ધન ઉપર ઘૃણાથી જુવે

છે, નિર્ધનોને કેમ કામ મળે, કેવા કેવા ઉદ્યમોથી નિર્ધન કોમ સુખી થાય, કેવી કેવી વિદ્યાથી પોતાની જાતિના કે ગામના લોકો સુખી થાય તેનો વીચાર કરતાજ નથી અને ધર્મ કરે તે પણ ખોટી રીતે માત્ર મંદીરોમાં જે આ જીવતા દેવાલયો શરીરો છે અને જે શરીર દેવાલયમાં સાક્ષાત પરબ્રહ્મ પરમાત્મા હૃદયમાં રહેલા છે તે મંદીરોને સમારવામાં અને તે મંદીરોની ઉન્નતી કરવામાં તેમના રક્ષણ માટે યોજના કરવામાં, તેમને કેળવણીઓ હરેક રીતની આપવામાં કેટલા લાખ ધર્માદા કરવામાં આવે છે ? કાંઇ નહી. એટલે ન્યાતવરા કરવામાં કે વરઘોડા કાઢવામાં અને ખોટી રીતે જુઠી જાત્રાઓના સંઘ કાઢવામાં અને જાત્રા જવામાં કે મેળાઓમાં જવામાં જે ધન ખરચવામાં આવે છે એજ ધન જો ગામેગામ હરેક જાતનો ઉદ્યમ શીખવાની, ભણવાની, ખેતી કરવાની, મશીનો ચલાવવાની, સ્કુલો તરફ અને કોલેજો તે મુજમની કાઢવામાં ખરચવામાં આવે તો તે હજારો એક આદમી કેળવવાથી તેની પછવાડે પોશાય તેનું નામ ધર્મ છે નહી કે બીજો. એક દાખલો અત્રે આપવાની જરૂર છે તે એ કે ન્યુયોર્ક એક અમેરીકાનું શહેર છે ત્યાં કોલંબીઆ યુનીવરસીટી છે જેમાં પાંત્રિસ હજાર છોકરા ભણે છે, તેમાં વેપારી, આર્ટીકેલ, માઈનીંગ, મશીનરીનું, ફોટોગ્રાફીનું અને હરેક રીતનું

કસરત, રમત, તરવાનું, મોટર, હવાઇ વીમાન, વીગેરે તમામ શીખવવામાં આવે છે, દરેકની લાઇબ્રેરીઓ જુદી અને દરેક છોકરાઓને રહેવાની ખાવાની સગવડ છે. છોકરીઓને પણ રાખવામાં આવે છે. તેને રહેવાની ખાવાની સગવડ જુદી. હવે આ મંદીરમાંથી કેટલા વિદ્યાર્થીઓ ભણીને નીકળે તે કેટલા બીજા આદમીઓનુ ભવીષ્ય સુધારે અને કેટલાકોને ઉદ્યમે લગાડે એના જેવો બીજો ધર્મ કયો ? ત્યાં દરેકે પોત પોતાના નામની સ્કુલોની બીલ્ડીંગો, લાઇબ્રેરીઓ, વીગેરે બંધાવી આપી અર્પણ કર્યા છે એ મુજબ આપણા દેશમાં આ મંદીરો બાંધવાની જરૂર છે અને તેમાં હજારો બચ્ચાંઓને દેશના કામ માટે દેશના ઉદ્યમો માટે જાણુકે બેંકના કામ માટે, વેપાર માટે, ઇકોનોમીક માટે, રસાયણવિદ્યા માટે, ઇલેક્ટ્રીક એનજીનીઅર માટે, સેનીટેશન વિદ્યા માટે, મીકેનીકલ એન્જીનીઅર માટે, ખેતીવાડીની વિદ્યા માટે, ખનીજ ખાણની વિદ્યા માટે, ઝયોલોજી એટલે મીનરલ્સ, તેલ, હીરા વીગેરે કયાંથી મળે તે જાણવા માટે, મોટર વીમાન, કેમ બને, તે કેમ ચલાવી શકાય, મશીનો કેમ ચલાવી શકાય વીગેરે દરેક જાતના શિક્ષણોની જુદીજ કોલેજોની જરૂર છે નહીકે નોકર બનવાની. તે માટે દેશે પોતેજ જાપાન ઇંગલાંડ અમેરીકા પેઠે શીખી લેવું. પારકા ઉપર તેમાં વળી ઇંગ્રેજો ઉપર જેઓ સ્વાર્થીજ છે જેઓએ આજ

૧૫૦ વરસ થયા કાંઇ શીખવ્યુંજ નથી નહી તો આજ અમેરીકા ખંડ જેવીજ આબાદાની ઉપર આપણો દેશ હોત પરંતુ અત્રેના કુદરતી દરેક સંજોગોને તે લોકોએ ખીલવ્યા નથી અને તમને શીખવ્યું નથી. હવે તમારે તમારી જાતે અમેરીકા, જર્મની, ફ્રાન્સ, જાપાન જઇ શીખી આવી તમારા દેશના Natural resources ને ઉપયોગમાં લેવાના છે તેમ નહીં કરો ત્યાં સુધી કાંઈ ધનનો ઉપરથી વરસાદ નહીં આવે. દરેક તમને આપેલું છે, કેળવો ને વૈભવ કરો.



## પ્રકરણ ૪ થું.





આ કામને માટે દુનીઆમાં એકજ દેશ છે ને તે અમેરીકા છે. હવે એમ પુછવામાં આવે કે અમેરીકા કેમ જવું ને શું કરવું તે માટે જણાવવાનું કે અમેરીકા જે જે ગૃહસ્થોને ; ચાહે ભણવા સારૂ ચાહે વેપાર સારૂ જવું હોય તો મુંબાઇ સાકરલાલ ડાહ્યાભાઇને સી. ચુનીલાલની કંપની ૮ ડીન લેન ફોર્ટ મુંબઇમાં અગર વકીલ સાકરલાલ ડાહ્યાભાઇને ભરૂચ પુછવું અગર અમેરીકામાં હીંદુસ્તાન એસોસીએશન છે જેનું ઠેકાણું હાલમાં ૧૩૩૦ વુલવર્થ બીલ્ડીંગ ન્યુયોર્કમાં છે ત્યાં હીંદુસ્તાન એસોસીએશનના સેક્રેટરીના ઉપર પત્ર લખી તેમને પુછવું. કારણકે હીંદુસ્તાન એસોસીએશન છે તે માત્ર આપણા હીંદુસ્તાનના તમામ છોકરાઓને જે જે પ્રકારની કેળવણી લેવી હોય તે કેળવણી કઇ કઇ યોગ્ય યુનીવરસીટીઓમાં મળશે તે બાબતનો પાકો બંદોબસ્ત કરી આપે છે અને કોઇને પણ અમેરીકા ખાતેની ખાસ ખબર મેળવવી હોય અને અમેરીકા તરફનું કાંઈ કામકાજ હોય તે ખબર તેઓ આપે છે એટલુંજ નહીં પરંતુ આપણા છોકરાઓની બરાબર ચોકસી રાખે છે અને કોઇને પણ પૈસા વગેરે આપવા હોય છે તો તે બદલ બંદોબસ્ત કરે છે

અને યોગ્ય કામ તેમને બતલાવી છોકરાઓને ઠેકાણે પા-
ડવા કોશીશ કરે છે. તેઓ છોકરાઓના માબાપને વખતો-
વખત તેમની ખબર આપે છે અને કોઇ છોકરો ખોટે
માર્ગે ન જાય તે બદલ પણ તેઓ ચોકસી રાખે છે. તેમણે
એક ફંડ કરેલું છે જેમાંથી વિધાર્થીને નાણા વ્યાજે આપે
છે અને તે વિદ્યાર્થીએ પેદા કરી પાછા ભરપાઇ કરવા તે
શરતે નાણાં પણ આપે છે. હાલમાં તેઓ એક તજવીજ
ખાસ હીંદુસ્તાનના રહીશો અને વિદ્યાર્થીઓના ભલા માટે
કરી રહ્યા છે એટલે કે અમેરીકાના ન્યુયોર્ક શહેરમાં એક
મકાન હીંદુસ્તાન એસોસીએશન સારૂ ઉભું કરવા તજવીજ
કરી રહ્યા છે ને તે માટે જે નાણા જોઇએ તેને માટે
હીંદુસ્તાનના સદ્‌ગૃહસ્થોને અપીલ કરી રહ્યા છે કારણ કે
દરેક દેશમાં, જાપાન, ચીન તેમજ બીજા બધા દેશ તર-
ફથી વિદ્યાર્થી વીગેરે દરેક જણને ખબર પહોંચાડવા તથા
તેમની દેખરેખ રાખવા તથા તેમની રહેવા ખાવાની સગવડ
સારૂ જેમ ઇંગ્રેજોએ ઠેકાણે ઠેકાણે Y. M. C. A. કાઢેલા
છે તે પ્રમાણે આપણે પણ Y. M. H. A કાઢવાની
જરૂર છે અને તે ધોરણપર તેઓ મકાનની તજવીજ કરી
રહ્યા છે. જેમાં આપણા દેશના લોકો જો દરવરસે પોતાના
ગજા પ્રમાણે રૂ. ૧) એક રૂપીઓ પણ આપે તો દરવરસે
કરોડો રૂપીઆ થઈ જાય અને દરેક દેશમાં ઇંગ્લાંડ

અમેરીકા વીગેરેમાં આપણા મકાનો, આપણી હોટલો, આપણને વેપારને લગતી આપણી ચેમ્બર ઓફ કોમર્સ, આપણી ખરો ઈન્ફોરમેશન ખાતાઓ મુંબાઇથી માંડી જર્મની, ઇંગલાંડ, અમેરીકા, ફ્રાન્સ, જાપાનમાં થઈ શકે અને તે કરવાની જરૂર છે, આ સંસ્થાને એટલે અમેરીકાની હીંદુસ્તાન એસોસીએશનને હરેક સખસે પોતાથી બનતી તજવીજે મદદ કરવી. અમેરીકા એકજ ફ્રી કન્ટ્રી છે અને જ્યાં શિક્ષણ આપણા વિદ્યાર્થીઓ હાલમાં કોઇપણ જાતની દ્વેષ ભાવના સીવાય લઈ શકે છે ત્યાં મકાન તથા નવા વિદ્યાર્થીઓ જાય તેમને માટેની સગવડ તેમને હરેક જાતની ખબર તથા તેમને કોઇબી જાતની અડચણ ન પડે તેવી વ્યવસ્થા કરવાની જરૂર છે ને જ્યારે અમેરીકામાં રહેતા આપણા ભાઇઓએ આ કામ પોતાને માથે પોતાના દેશના ઉદય માટે ઉઠાવી લીધું છે તો તેમને હરેકે પોતાથી બનતી મદદ કરવી. ઉપલા ત્રણ ઠેકાણા પૈકી કોઇ પણ ઠેકાણે તેમને ધરમાદા ખાતે જેનાથી બને તે રકમ મોકલી આપવી અને જેમ જલદી બને તેમ ન્યુયોર્ક શહેરમાં આપણા હીંદુસ્તાનના રહેવાશીઓની સગવડ સારૂ મકાન તથા રેસ્ટોરાન્ટ હોટલ થઈ જાય અને હમેંશા હરેક ખબર મળતી રહે તે તજવીજની બનતી તાકીદે જરૂર છે અને તે હરેક ખબર મળે જેથી દર વરસે ઓછામાં ઓછા આપણા દેશમાંથી અમેરીકા

એક હજાર વિદ્યાર્થી જવા જોઇએ અને જુદી જુદી જાતનું શિક્ષણ તેઓ લઈને પાછા પુનાની ફરગ્યુસન કોલેજના પ્રીન્સીપાલ મુજબ આ દેશમાં આવી પોતાનો અમુક વખત દેશના બીજા બાળકોને કેળવવામાં ગુજારે તેવી રીતનો બંદોબસ્ત તેઓ જેમને મદદ કરે તેમની પાસે કરવા પણ માંગે છે અને તે રીત પ્રમાણે જો દેશના યુવકો પોતે શિક્ષણ લેવા અમેરીકા બીજા દેશના યુવકો માફક જશે અને જઇ આવી દેશમાં તેવી કેળવણી અને ઉદ્યમનો પ્રચાર કરશે તોજ દેશ દુર દશામાંથી ઉઠશે અને દેશનું કલ્યાણ થશે. હવે હીંદુસ્તાનનો ઉદય જાપાનની પેઠે પરદેશમાં યુવકોને મોકલી તેમને કેળવવા અને કેળવણી અને પરદેશથી જુદા જુદા ઉદ્યમો શીખી તે દેશમાં યુવકો દાખલ કરશે તેનઃ ઉપર ઉદ્યમનો આધાર છે નહી તો વૃદ્ધ લોકો ઉપર કે પૈસાના અભીમાનીઓ અજ્ઞાન લોકો ઉપર દેશના ઉદયનો આધાર નથી. ખરૂં પુછો તો જે જે દેશો ઉન્નતિ પર ચઢેલા છે તે વિદ્યાથી અને પ્રેમ ભાવના ઐકયતા અને એક બીજાની લાગણીથી ચઢયા છે. જ્યારે દેશના લોકો પોતાના એક બીજા દેશી ભાઇઓને જોઇતી મદદ આપવા તૈયાર થશે અને એક બીજાના કલ્યાણ ઉપર નજર કરશે, સ્વાર્થ બુધીનો ત્યાગ કરશે ત્યારેજ દેશનો ઉદય થશે. અમેરીકા જાઓ જ્યાં દરેક જુદી જુદી પ્રજાનો

વસેલો દેશ છે પરંતુ સ્વદેશ અભીમાનથી–અને પોતાના દેશના નોકરો, મજુરો પણ સારી સ્થીતી પરજ રહે તે માટે અને વિદ્યાનો પ્રચાર રહે અને કોઈ અભણ અજ્ઞાન ન રહે તે માટે પરદેશી એશીઆના અભણ લોકોને રહેવા દેતા નથી કેમકે તેઓ ઓછી મજુરીએ કામ કરે તો તેમના મજુરો જે મહીને ૬૦૦ છસો રૂપીઆ ઓછામાં ઓછો પગાર મેળવે છે તે સ્ટેન્ડર્ડ ટુંકો થઇ જાય અને તેટલા માટે કોઇપણ દેશના મજુરોને રહેવા દેતા નથી તેમજ જેને અંગ્રેજી લખતા વાંચતાં આવડતું ન હોય, જેની પાસે રૂપીઆ બસો ગજવામાં ન હોય તો તેને સ્ટીમરમાંથી ઉતરવાજ દેતા નથી. માત્ર વિદ્યાર્થી જે ત્યાં ભણવા જાય તેને અને તેને પણ લખતા વાંચતા ઇંગ્રેજી આવડતું હોય અને પાસે રૂ. ૨૦૦) બસો હોય અને વેપારી હોય અને કોઈની ઓળખ હોય તો તેને ઉતરવા દે છે. જે માટે જેને કોઇને જવું હોય તેને હીંદુસ્તાન એસોસીએશન ૧૩૩૦ વુલવર્થ બીલ્ડીંગ ન્યુયોર્ક અમેરીકામાં લખવું. તેઓ પોતાનો માણુસ તે સદ્‌ગૃહસ્થને તેડવા મોકલે છે અને તેને સ્ટીમરમાંથી લાવવાની અને પરદેશમાં તે બીચારા અજાણ્યાને કોઇપણ જાતની અડચણ ન પડે તેવી વ્યવસ્થા આપણા હીંદુસ્તાનના બંધુઓ તે સભાદ્વારા રાખી રહ્યા છે. અમેરીકા જેવા દેશમાં ત્યાં જયાં સુધી કોઇ સભા ન

હોય અને તે સભા ઘણા સભ્યોની સારી ભાવનાથી ઉભી થયેલી ન હોય ત્યાં સુધી તેમનું કોઈ સાંભળે તેમ નથી. આવા શ્રીમંત દેશમાં જવા સારૂ અને ત્યાં ગુંચવણ કે મુંઝવણ ન થાય તે માટે ખાસ એક આપણી સભાની અને મકાન વીગેરેની તમામ સગવડની જરૂર છે અને તે પ્રમાણે સભા તો છે, કામ પણ કરી રહ્યા છે પરંતુ બીચારી વગર નાણાથી પોતાના દેશના બંધુઓને કયાં સુધી મદદ કરી શકે, માટે આપણા દેશી ભાઇઓની શ્રીમંતો તેમજ મધ્યમ વર્ગના તમામ ગૃહસ્થોની ફરજ છે કે ઓછામાં ઓછો એક રૂપીઓ પણ આવી સંસ્થામાં આપવો અને ઠેરે ઠેર પરદેશમાં વીલાયત, જર્મની, અમેરીકા, ફ્રાન્સ, જાપાન, જયાં પણ આપણા છોકરાઓને શીખવવા મોકલવામાં આવે ત્યાં આવી સંસ્થાઓ ઉભી કરવી અને આપણા પોતાના મકાનો તથા રેસ્ટોરન્ટો અને દરેક જાતની સગવડ તથા તે દેશના વેપાર ઉદ્યમની દરેક જાતની ખબર આપણા દેશમાં તેની સાથે સંબંધ ધરાવનાર ઓફીસ મારફત મળે એવો બંદોબસ્ત કરવાની જરૂર છે અને જયારે અમેરીકામાં સંસ્થા કામ કરી રહી છે અને તેની સાથે મુંબઈમાં પણ સબંધ ધરાવનાર ઓફીસ. ૮ Dem lane, Fort Bombay C. Chunilal & co. માં મી. સાકરલાલ ડાહ્યાભાઇ કામ કરી રહ્યા છે તો ત્યાંથી દરેક અમેરીકાની ખબર, ભણવાની, વેપારની,

કયે રસ્તે કયાં જવાથી જે જે Bauroe બશે ઇન્ફોરમેશન જોઇએ તે મળે તેવો બંદોબસ્ત કરવામાં આવેલો છે તો તેનો લાભ સર્વેને લેવા ભલામણ છે અને સર્વે બનતી મદદ કરવા પણ વીનંતી છે. ઇંગલાંડથી બોટ લીવરપુલ કે સાઉધમ્પટનથી આઠ દીવસે ન્યુયોર્ક પહોંચાડવામાં આવે છે. એટલે કે સ્ટીમરથી આઠ દીવસનો રસ્તો છે અને ઇંગલાંડથી ૩૨૦૦ બત્રીસો માઈલ ન્યુયોર્ક અમેરીકા દુર છે. અમેરીકા ઘણે ભાગે હીંદુસ્તાનને મળતો આવે તેવો દેશ છે. ત્યાં દરેક જાતનો મેવો, દુધ, શાકભાજી, દાળ, ચોખા વીગેરે તમામ ચીજો મળે છે. કોઇ બી ચીજ ન મળે તો એક માત્ર કેરી મળતી નથી. બાકી ઘણે ભાગે સર્વે મળે છે એટલે ખાવા પીવાની આપદા નથી. આપણા દેશના પાંચ હજાર આદમી કેલીફોર્નીયામાં અને બીજા દેશમાં છે જેઓ ઘણા વરસથી ગયેલા છે તે ખેતી વીગેરે કરે છે, તેઓ પણ મોટરો રાખી રહ્યા છે અને દરેક આસામી કમમાં કમ દશ હજાર દર વરસે પેદા કરે છે અને આપણા દેશના લોકોને બનતી મદદ કરવા તેઓ હમેંશા આતુર રહે છે કારણકે અમેરીકામાં આખા દેશમાં એક બીજા તરફ સરખાપણાની અને મદદ કરવાની ભાવના છે તેજ ભાવના ત્યાંના વાતાવરણમાં હોવાથી આપણા લોકો ત્યાં જાય છે તેમનામાં પેદા થાય છે અને તેથી

કરીને જ્યાં સ્વાર્થ બુદ્ધી જેટલી કમી તેટલુંજ સુખ વધારે છે તે પ્રમાણે અમેરીકાની સ્થીતિ હોવાથી ત્યાં જે આપણા વિદ્યાર્થીઓ અને ગૃહસ્થો રહે છે તેમણે આ સંસ્થા બનાવી છે અને પોતાથી બનતું કામ કરી રહ્યા છે એના કરતાં બીજુ વધારે શું પરમાર્થ હોય કે જે સંસ્થા સારા સારા દેવાલયો એટલે સારા સારા મનુષ્યોને કેળવી સુવર્ણમય દેવાલયો બનાવવા અને તે દેવાલય દ્વારા હજારોને સારૂં શિક્ષણ મળે તેવા ચાલતા દેવાલય બાંધવાની અને સારા બનાવવાની કોશીશ કરી રહી છે તેથી તેને ધન્યવાદ છે અને તેને મદદ કરનારાઓના પણ ધનભાગ્ય સમજવા. આપને ખબર હશે કે મી. કારનેગીએ પોતાની તમામ દોલત પોતાના દેશના લોકોને કેલવણી મલે તે માટે અર્પણ કરી હજારો સ્કુલો, લાઇબ્રેરીઓ સ્થાપી છે અને તે પ્રમાણે આપણા હીંદુસ્તાનમાં હજારો કારનેગી ક્યારે ઉત્પન્ન થશે તે જોવાનું છે અને તેટલા માટે જ્યારે હીંદુસ્તાનના બાલકો તે કારનેગીના મુલકમાં જઈ ત્યાંનું શિક્ષણ લેશે અને ત્યાંથી જ્યારે પાછા આવશે ત્યારે પોતાના દેશમાં તેઓ પોતે અને તેમના અનુયાયીઓને કારનેગી બનાવવા તજવીજ કરશે અને દેશનો ઉદય કરવા તરફ લક્ષ આપશે ? જ્યાં સુધી સ્વાર્થી હીંદુસ્તાનમાં કે વીલાયતના સાંકડા વીચારવાળા બીજા એથી વધારે સ્વાર્થી દેશમાં જઈ કેળ-

વણી લેશે ત્યાં સુધી બુદ્ધીનો વિકાશ નહીં થાય. આપણા દેશના લોકોનું જીવન જ્યારે પારમાર્થીક હતું, જે ઇતીહાસ પુરાણો ઉપરથી શાબીત થાય છે કે હીંદુસ્તાનમાં જેટલા જેટલા મહા પુરૂષો થઇ ગયા, ભગવત્ ભક્તો થઇ ગયા, તેમણે લોકોના પરોપકાર સીવાય બીજી રીતે પોતાની જીંદગીનો ઉપયોગ કર્યો નથી અને જ્યારે તેવી ભાવના દેશમાં હતી ત્યારેજ દેશ સર્વના ઉપર છત્ર રૂપ હતો. હવે હમારા પુર્વજો, રૂષી મુનીઓ, રામકૃષ્ણાદીક વ્યાસ, મનુ હતા, તેમણે જે જે કર્યું હતું અને જે જે કરવાથી તેમના નામ ઘેર ઘેર ગવાઇ રહ્યા છે તે પ્રમાણે વાતો કરવાથી નહીં વળે પરંતુ તે પ્રમાણે આપણા નામ ઘેર ઘેર ગવાય અને દેશ જે ખાડામાં છે જેને હાલની પ્રજા હયાતિમાં છે એમજ માનતી નથી, જેને દરેક જગાએથી તીરસ્કારજ મળે છે, કોઇ પોતાના દેશમાં આપણા દેશના લોકોને રાખવા કે રહેવા દેવા રાજી નથી એટલું તો શું પણ જોવા માટે પણ પેસવા દેતા નથી, જેઓ પોતાના કારખાનામાં શીખવા કે જોવા દેવા પણ જવા દેતા નથી. એ સ્થીતીએ પહોંચ્યા છતાં આપણા દેશી બંધુઓને શરમ નથી આવતી અને પોતાના ઉદયનો માર્ગ શું છે તે બીજી પ્રજાઓનો દાખલો લઇને પણ નથી લેતા એ શોચનીય છે. જાપાને મજુર બની અમેરિકા, જર્મની, ઇગ્લંડથી સર્વે વસ્તુ શીખી પોતાના દેશને ઉંચા ટોચપર મુકયો

ત્યારે હવે હરેક પ્રજા જાપાનનો મત લે છે. ભાઇ, ઘરમાં છોકરો પણ બુદ્ધિશાળી હોય તો માબાપ અભિપ્રાય લે પરંતુ ગાંડાનો કે ગધેડા આદમીનો કોઇ અભિપ્રાય ઘરમાં પણ લે છે? તે દશા આપણા દેશી બંધુઓની, છતાં હજુ ભીખ માંગવાનોજ ઉદ્યમ ચાલુ છે. ભાઈ, ભીખ કોઈ રાજાઓ પાસે કે ગૃહસ્થો પાસે માંગવાથી નહી મળે, ભીખ તો વીશ્વંભરનાથ પાસે માંગો ને તેને અવલંબી રહો, પ્રભુ દરબારમાં ખોટ નથી. પરંતુ આપણે તો ધરમ–ધરમ પાળીએ છીએ એવું જુઠું બોલીએ છીએ, ખરૂં પુછો તો આપણે ધરમ પાળતાજ નથી. ધર્મ તો તેજ કહેવાય કે પોતાના આત્મા ઉપર જેને શ્રદ્ધા, તે તો છેજ નહીં. જયાં સુધી આપણે આપણા ઉપર વીશ્વાસ રાખતા નહીં શીખીએ અને પારકાના આધાર ઉપર રહીશું ત્યાં સુધી કોઇબી જાતની મદદ કુદરતી મળશે નહી. માટે આપણે આપણી મેળે હરેક વસ્તુ જાણવા અને શીખવા તજવીજ કરવી જોઇએ. હજુ તો દેશના બંધુઓ એમ ધારે છે કે સરકાર હમને બધું શીખવશે. ભાઈ, જે પ્રજાઓ સ્વતંત્ર છે તેમને કઇ સરકાર શીખવે છે? હિંદુસ્તાનમાં જે વખતે હરેક ગામેગામ ગુરૂ કુલો હતા અને જયારે વર્ણાશ્રમ ધર્મ બરાબર અમલમાં હતો ત્યારે કેવી રીતની દશા હતી કે જે ગ્રંન્થોજે ભાષ્યો–જે વેદ વેદાંત બનાવવામાં આવેલા છે, તેમાંનો

એક અક્ષર આમ તેમ કરવા હાલમાં કોઇની સત્તા નથી. પરંતુ તે વખતે આવો નીરક્ષર દેશ નહોતો. કારણ નીરક્ષર દેશને જે જે વખતે જે જે કહેવામાં આવે, તે વખતે તે તે વાત વગર વિચારે તે બીચારી પ્રજા માની લઇ, ખરૂં કે ખોટું સમજ્યા વગર ખોટે માર્ગે દોરવાય છે, ને તેના પરીણામે જે આપણી ફીલોસોફી દુનીઆની ટોચ ઉપર હતી તે, દેશના બાળકો મત મતાંતર ઉપર અને ગમે તે ખોટે માર્ગે વ્હેમને માર્ગે દોરાઈ ગયા અને છેવટ અધો-ગતી ઉપર આવી પડયા છે. જે વેદાન્ત ફીલોસોફી હીંદુસ્તાનમાં ઘેર ઘેર હતી, જેના સિદ્ધાંત એવો હતો કે દરેક પ્રાણી માત્ર ઇશ્વરનો અંશ છે, અને દરેકના હૃદયમાં ઇશ્વરજ રહેલ છે. અને દરેકને જે જે વખતે જે ભાવી હશે તે બનવાનું અને તે ભોગવવાનું છે તે તમામ વીચાર જતા રહ્યા ને થયું શું? પ્રાણી માત્ર ઇશ્વરનો અંશ છે તે ભુલી જવાથી એક બીજા તરફ જુદાપણું અને વેર ભાવ દ્વેષ વધ્યો અને ઈશ્વર દરેકના હૃદયમાં છે તે ભુલી જવાથી એક બીજા જુદાજુદા મત મતાંતર ધર્મના જુદા પાડી—સ્થાપી મારવા મરવા વેર ભાવમાં પડયા અને દેશને ખાડામાં નાંખ્યો. ભાઇ, ઇશ્વર એકજ છે, બે ત્રણ નથી અને દરેકના હૃદયમાં રહેલો હોવાથી જેટલો આપણે દરેકના હૃદયમાં ઇશ્વર જોઇશું તેટલો તેના પ્રત્યે પ્રેમ. અને તેનું સારૂ

કરવા તરફ અને તેની લાગણી નહી દુખાવવા તરફ અને તેના તરફ મૈત્રી વધારવા પ્રયત્ન કરીશું અને તે ઇશ્વરી અંશ હોવાથી તેને જોઇતી મદદ કરવા હમેંશા તત્પર રહીશું, એવી ભાવના પ્રગટ થઇ કે તરતજ કલ્યાણના માર્ગ ઉપર આવીશું. આ વાત આપણા પુર્વજો શીખવી ગયેલા પરંતુ તે ભુલી જવાથી આપણે ત્યાં દ્વેષ, ઇર્ષા અને એક બીજા તરફ વૈર ભાવના ઉભી થઇ છે અને દુઃખ આવ્યું છે. અને યુરોપ અમેરીકામાં પોત પોતાના દેશ પ્રત્યે અને પોતાના બંધુઓ પ્રત્યે તે ભાવના ઉદય થવાથી વગર જાણે વેદાંત અમલમાં મુકવાથી ત્યાં સુખ થઇ રહ્યું છે. માટે આપણે ત્યાં આપણા પુર્વજોની ભાવના પ્રગટ કરવાની જરૂર છે ને તે ભાતૃ ભાવના. અને તેથી દરેક ભણેલાઓની ફરજ છે કે પોતાના દેશ ખાતર કેટલા નીસ્વાર્થી પારમાર્થીક પુરૂષોએ પોતાની વિદ્યા પોતાના દેશના બંધુઓને પોતાના નિર્વાહ જેટલું ધન લઈ દરેક જગાએ સંસ્થાઓ સ્થાપી યુરોપ અમેરીકાની પદ્ધતી ઉપર ગામે ગામ સ્કુલો, કોલેજો, યુનીવરસીટીઓ કાઢી સર્વે ભાઇઓને કેળવવા તજવીજ કરવાની જરૂર છે અને દેશના બંધુઓ જે પરાવલંબી થઈ બેઠા છે તેમને ઉંઘમાંથી જગાડવાની જરૂર છે. અને તે માત્ર નવા યુવકોને યુરોપ અમેરીકાની પદ્ધતી ઉપર કેળવવામાં આવશે તોજ તે પ્રમાણે તેમની

ભાવના થશે અને જે ભાવના માત્ર પારકામાં તાબેદાર થઈ ભણી ગુલામગીરી કરવા ઉપર છે તે ત્યારેજ દુર થશે. હાલમાં ચાલતી કેલવણીએ માત્ર ગુલામગીરી કેમ કરવી અને જી-હજુર કેમ રહવું અને આખું જીવન પરતંત્ર રહી પુરૂં કરવું. જેમાં પોતેજ દાસ બનેલા તે વળી બીજાને શી રીતે સ્વતંત્ર બનાવી શકે તે કેળવણી લીધી છે, તે કેળવણીની જરૂર નથી. કેલવણી તો શંકરાચાર્યની કેલવણી તો વલભાચાર્યની અને રામાનુજાચાર્યની, કે તું કોણ છે, સમજ તું બાદશાહ છે, તું રાજાધીરાજ મહારાજ સાક્ષાત પ્રભુ, પ્રભુનો અંશ એટલે પ્રભુમાં ને તારામાં ફેર નથી. આરસીમાં સીંહનો ઓળો છે. જો તારૂં મોઢું સીચાળના ટોળામાં સીઆળવો ના હોય. આ શીક્ષણ લીધેલા બાળકો આજ ગુલામ બની ગયા છે માટે આ કેલવણી ખોટી છે. આપણે તો આપણીજ અસલી કેળવણી જે યુરોપ એમેરીકા જર્મની જાપાન લઇ રહ્યું છે. તે લો. આ મહેતાજી, જેમને જોઇ બાળકો કંપે એ શીક્ષણ ન જોઇએ. જે બાળક સાક્ષાત રાજાધીરાજ ઇશ્વર તે વળી મહેતાજી કે પિતા માતાથી ચમકે એનું નામ તે શીક્ષણ નથી. એ તો ત્રાસ અને છોકરાઓને ઉછરતાજ ડામ દેવાની રીત છે. એવા મહેતાજી અને એ માત પીતા છોકરા કેલવવા અગર રાખવાને અધીકારી નથી. બાળક એક ઇશ્વરનું ફરજંદ છે અને તેને પોતાનું સ્વરૂપ સાક્ષાત

સ્વતંત્રતાના નીયમ ઉપર બતાવવાનું છે કે હે બાલક ! તું સાક્ષાત ઇશ્વરજ છે અને તારે ડરવાનું કાંઇ કારણુ નથી. આ દુનીઆમાં બીજા બધા તારા કરતાં ચઢીઆતા નથી એ બધા તારા સરખા છે. તારે બીવાનું એ નથી કે તેમના ગુલામ બનવાનું એ નથી. તારે સર્વોપરી તારી સત્તા પ્રમાણે કામ કરવાનું છે. આ બધા બંધુઓ તરફ તારે પ્રેમ ભાવથી વર્તવાનું છે તું બીલકુલ મહેતાજીથી ડરતો નહી. અને મહેતાજીઓને કેવા શીક્ષક થવું જોઇએ તેને માટે યુરોપ અમેરીકાની સ્કુલમાં તેમણે શીખવાની જરૂર છે. બાળક ખુશીથી નીશાળે આવે અને નીશાળે ન જવાનું ઘરવાળા કહે તો પણ રડીને જવા બાળક તૈયાર થાય તેવી નીશાળો યુરોપ અમેરીકામાં છે અને તેથી બધા સીંહના બચ્ચા નીકળે છે અને આપણે ત્યાં ત્રાસ ધાકથી એટલે પહેલા મા બાપનો ત્રાસ, વળી તેની સાથે કાકા, મામા, દાદા, વીગેરે જેટલા કુટુંબના મોટા હોય તે બધાના તાબામાં બાળકે રહેવું એટલે જન્મથીજ બાળકને ગુલામ બનાવ્યો અને પાછા મહેતાજી આવ્યા તેમનો ત્રાસ, આ રીતે બાળક કોઇ દીવસ પોતાની મેળે આનંદ વૃત્તિ અને પોતાની પ્રૌઢતાથી કદી મોટું થઈ શકતું નથી અને જેથી જન્મ ભર ત્રાસ અને બીકની અંદરજ રહે છે. પહેલા ગુરૂને ઘેર સમાવર્તન સંસ્કાર પછી છોકરા જતા ત્યાં આનંદથી ૨૦

વરસની ઉમર સુધી રહેતા, ગુરૂનું ઘર જાણે પોતાનું જ ઘર હોય તેમ તેમની સેવા કરતા અને ગુરૂ તેમને યોગ્યતા પ્રમાણે શીક્ષણ જાતિ કુળના પ્રમાણમાં આપતા, તે દીવસે વિશ્વામિત્ર, વશીષ્ટ, રામચંદ્ર, દ્રોણાચાર્ય, અર્જુન, ભીમ, ભીષ્મપીતામહ જેવા મહારથીઓ ઉત્પન્ન થતા, શ્રી કૃષ્ણચંદ્ર તથા સુદામા પણ એજ ગુરૂના શિષ્ય હતા. આ વ્યવસ્થા આજ આપણા દેશમાંથી નષ્ટ થઈ જવાથી દેશની ચોમેર દુર્દશા થઇ રહી છે, કોઇને કાંઇપણ જ્ઞાન રહ્યું નથી, માત્ર વાંચવા લખવાનું પોપટીઆ જ્ઞાન કાંઇક થોડે દરજ્જે રહ્યું છે. જે ગુરૂઓને ત્યાં ધર્મ શીક્ષણ નીતિ શિક્ષણ જેને મોરેલીટી શું છે, ધર્મ બ્રાહ્મણના, ક્ષત્રીના, વૈશ્યના, શુદ્રના શું છે, બ્રહ્મચારી, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થ, સન્યસ્થના ધર્મ શું છે તે શીખવવામાં આવતું, જે વડે પોતપોતાનો ધર્મ એટલે ફરજ જાણતા—તેમજ દરેક કામ વખતસર કરવામાં આવતું, એટલે કે જન્મ પછી વીસ વરસ સુધી બ્રહ્મચારી ગુરૂને ત્યાં રહી અભ્યાસમાં વખત જતો. તમામ જાતના ધર્મ એટલે ફરજ સીખતા, જોડે કલા કૌશલ્ય, કસરત વીગેરે તમામ જાતની શારિરીક માનસીક કેલવણી મળતી, તે પછી પરણતા અને ૨૦ વીસ વરસ પછી પોતાની ઇચ્છા અનુસાર સારી સુશીલ કન્યા સાથે જાણીને વીવાહ કરતા અને પચાસ વરસ પછી વાનપ્રસ્થ એટલે દેશના

સર્વે ભાગોમાં જઈ દેશની, લોકોની, ધર્મની સ્થીતી જાણતા અને લોકોને પોતાની બુદ્ધિ અનુસાર ઉપદેશ કરતા અગર તે અવસ્થામાં તમામ દેશની વ્યવસ્થા ધર્મ શીક્ષા સન્યસ્ત લઈ લોક ઉપદેશમાં ને ઈશ્વર પરાયણ બની જગત્‌ના તમામ કાર્યોથી પર થઈ પોતાનો વખત ગાળતા અને ઠેર ઠેર નીતી નીયમનો ઉપદેશ આપતા તે સર્વે નષ્ટ થઇ ગયું છે. તમામ વર્ણોના તથા આશ્રમના ધર્મો ઉપર પાણી ફરી ગયું એટલે દેશમાં દુર્દશા ચાલી રહી છે. અને દુઃખજ સર્વે વ્યાપ્ત થઇ રહ્યું છે. તેનું કારણ માત્ર પોતાનો વર્ણાશ્રમ ધર્મ જે શ્રી કૃષ્ણચંદ્રે ગીતામાં સમજાવેલો તે ભુલી જવાનું કારણ છે અને તેથી દેશ વારા ફરતી કંગાલ સ્થીતિમાં, ગુલામ-ગીરીમાં અને અજ્ઞાનતાને લીધે ભીખારી અને નીર ઉદ્યમી બુધીહીણ થતો જાય છે અને છેવટ પ્રજા પણ દિન પ્રતી દિન હીણ નાની થતી જાય છે કારણકે અજ્ઞાનતાને લીધે ગમે તે કાલે મૈથુન ગમે તે વખતે ગમે તેની સાથે કરવાથી પ્રજા હીન, નિર્માલ્ય, બુદ્ધિ હીન થવા માંડી છે. માટે મુળથીજ પાયો બગડેલો છે. હવે પાશ્ચાત દેશમાં જઇને યુરોપ અમેરીકા જે સુધરેલો દેશ કહેવડાવે છે તેમાં જુવો, ત્યાં વગર જાણે હીંદુસ્તાનના અસલના રૂષિ મુનિની પદ્ધતિ પ્રમાણે કામ ચાલે છે. છોકરાઓને ફરજીયાત અમુક વરસથી એટલે પાંચથી ૧૬ વરસ સુધી સ્કુલમાં જવુંજ જોઇએ

એવો કાયદો છોકરા તથા છોકરીઓ માટે છે. શિક્ષકો બચ્ચાંઓ સાથે માતા પિતા કરતા ઘણીજ સભ્યતાથી રમત ગમતમાં જાણે બાલક સાથે તેના ભાઈબંધ હોય તે પ્રમાણે વર્તે છે. એટલે એટલા બધા પ્રેમથી તેમની સાથે વર્તણુક ચલાવે છે કે બાળકો ખુશીથી ઘર કરતાં સ્કુલ જવાનું પસંદ કરે છે. તેમને માટે હરેક જાતની વ્યવસ્થા રમત ગમતની રાખવામાં આવે છે. અમેરીકામાં હરેક કલાક પછી અરધો કલાક છોકરાઓને રમત માટે આપવામાં આવે છે. છોકરાઓને પોતાની મરજી મુજબ લાઇનમાં અભ્યાસ કરવા દેવામાં આવે છે. તેમને માટે ખાવા પીવાની, રહેવાની હરેક જાતની ગોઠવણ ઘર કરતા પણ સારી રાખવામાં આવે છે, તેમ મોટા મોટા ભવ્ય મકાનો, હરેક રીતની રમતો, તરવા સારૂ, કસરત સારૂ, ઘોડ દોડ જેવી રમત સારૂ, હરેક રમતની ગોઠવણ, વખતો વખત એક જગાએથી બીજી જગાએ બતાવવા તેમજ હરેક જાતનુ પ્રેકટીકલ જ્ઞાન આપવામાં આવે છે. એટલે ટુંકાણમાં હીંદુસ્તાની લોકોના ગુરૂઓના ઘર જેવી પદ્ધતિ અજાણપણે દાખલ થઈ છે. એટલુંજ નહી પરંતુ છોકરાઓની પરીક્ષામાં દર ત્રણ મહીને પરીક્ષા અને દરરોજ જે ગઇ કાલે શીખવ્યું હોય તે બીજે દીવસે તૈયારજ લેવામાં આવે એટલે ભુલી જવાય નહી અને ત્રણ મહીનાની પરીક્ષામાં જે જે વીશયમાં છોકરો

પાસ થયો હોય તેની પરીક્ષા પાછી લેવાની નહી. નહીં કે હિંદુસ્તાનની હાલની પધ્ધતી પ્રમાણે. વરસે પરીક્ષા ને નાપાસ થયો એક વીશયમાં તો બધા વીશયની ફરી પરીક્ષા. આ તો આપણા દેશમાં કંઈ ભણવાનું નથી માત્ર ગુલામ-ગીરી બરાબર કેમ કરવી તે બાબતની ગુલામગીરીની નીશાળો છે. ભાઈ, આજકાલ તો હિંદુસ્તાનમાં નીશાળો અને કાલેજમાં ભણનારામાંથી સેંકડે પંચોતેર ટકા પરતંત્ર રહી નોકરી સરકાર મા બાપની ધુંડવા ભણે છે. એ ભણેલા શું દેશને તાર-વાના છે ? જેમનો પોતાનોજ ગુરૂમંત્ર ગુલામગીરીમાં જન્મ ગુજારવાનો છે એવા ભણેલાને ભણેલા કહેવા એ એક મહાંન પાપ છે. ભણેલા તો તે કે જે ભણવાથી પોતે પોતાની જીંદગી સ્વતંત્ર ગુજારવાનું શીખે ને બીજા હજારોને સ્વતંત્ર અને જગતમાં રહેવાનું શીખવે, તેનું નામ વિદ્યા અને ભણેલો કહીશું. બાકી તે ભાષા જ્ઞાન લીધું છે એટલીજ વાત તેનામાં જાણવી. કારણ કે એ તો બીચારો બી. એ. થાય કે એમ. એ. થાય તેટલામાં શરીરજાત્રા તો નીર્થક થઇ ગઈ હોય ગોખી ગોખીને. કારણ કે શારીરીક કસરત તો છેજ નહી અને ભણવાનું તે તમામ ગોખણપટી હોય છે એટલે છોકરાઓ ગુલામગીરી ? નોકરી કરવાને લાયક બને ત્યારે થોડા આખા જગતના અને શરીરના ને ડાકટરના ગુલામ બની ગયેલા હોય છે પછી તેમને ઘરમાં કોઇ પણ ગાંઠતું

નથી તો તેઓને શહેરમાં કે દેશમાં કોણ ગાંઠે અને તેમની ગુલામગીરીના પ્રમાણુમાં દર મહીને જેટલો પગાર તેઓ મેળવવા મહીને રૂ. ૩૦) ત્રીસ માટે લાયકાત મેળવે તેટલો પગાર પશ્ચિમ દેશના મજુરો દરરોજ પેદા કરે છે અને સ્વતંત્ર છે. આ સ્થિતિમાં આપણુા દેશના મજુરો સ્વતંત્ર છે પરંતુ ભણેલા નોકરી કરનારમાં અને અસલની ગુલામગીરીની સ્થીતીમાં કંઇ ફેર નથી માટે ગુલામગીરી કરવાના ઇરાદાથી ભણુનારાઓ દેશદ્રોહી છે અને દેશને માટે ભારરૂપ છે કારણુ કે તેઓએ પોતાની જીંદગી ખરાબ કરી હોય છે અને ભવિષ્યમાં તેઓ તેમજ કરવાનું તેમના બચ્ચાંઓને અને તેમના સંસર્ગમાં આવનારને શીખવે છે. માટે વિદ્યા ભણુવાનો ક્રમ આપણુા દેશના નેતાઓએ યુરોપ અમેરીકામાં જઇ અભ્યાસક્રમ જોઇ ત્યાંની પદ્ધતિએ શીખવવાનું દાખલ કરવું અને પોતાની તે સ્કુલોમાં શીખનાર પાસે પ્રતિજ્ઞા લેવડાવવી કે તે ગુલામગીરી નહિ કરે. સેવા કરશે તો દેશની, દેશી ભાઇઓની પરંતુ ચાકરી નહી કરે તે પ્રમાણે શીક્ષણુ મળશે ત્યારેજ પોતાની જાત, પોતાનો દેશ અને સ્વતંત્રતા શીખશે નહિ તો તાબેદારી ગુલામગીરી કરી નિંદા અને પોતાના ઉપરીને ચાડીઓ કરતાજ શીખી પોતાના પાપી પેટ સારૂ હજારોને ગળે છરી ફેરવતા અને પોતાના દેશી બંધુઓને વગર વાંકે

ગુન્હા વગર ફસાવી પોતે બહુ હોશીઆર સારો નીમક-
હલાલ ગુલામ છે એમ કહેવડાવવા તજવીજ કર્યા કરશે.
કારણ કે જન્મથી ધર્મ, નીતી, વર્ણાશ્રમનું જ્ઞાન મલ્યું
હોતુંજ નથી. અને સ્વાર્થીઓ પાસે રહી સ્વાર્થપરાયણ
રહે છે અને તે પ્રમાણેની વીદ્યાના અમલથી દેશમાં મનુષ્યો
આજ હિંદુસ્તાનમાં એટલા નીર્માલ્ય થઈ ગયા છે કે પોતાનો
સગો કે ન્યાતનો શેઠીઓ કે શહેરનો શેઠીઓ કે વેપારી
બદમાસ કે ઠગ હોય તો તેને ન્યુસપેપર દ્વારા કે મીટીંગ-
દ્વારા કોઇ કહિ શકતા નથી અને તેથી ઉલટું તેમને પધારો
પધારો કરી માન આપે છે તેનું કારણ અજ્ઞાન છે તેવીજ રીતે
પોતાના દેશમાં ગામમાં કે શહેરમાં સરકારી કે મ્યુનીસીપલ
અમલદાર, દુષ્ટ, બદમાશ, રૂસવત લેનાર, ચોર, જુઠો માલમ
પડે તો તે બદલ તમામ એકત્ર થઇ પોતાનો સ્વતંત્ર
સ્વભાવ જાહેર નહી કરતાં તે જે રીતે જુલમ કરે તે જુલમ
સહન કરી મરે છે; આનું કારણ અજ્ઞાનતા છે. અમેરીકા કે
ઇંગલાંડમાં પ્રેસીડન્ટ વીલસન જે રાજા કહેવાય અને
લોયડ જોર્જ જે પ્રધાન કહેવાય તે પણ ખોટું કરતા હોય
તો ખોટું કરે છે એમ તરત ન્યુસપેપર દ્વારા, મીટીંગો દ્વારા
જણાવવા પ્રજા ડરતી નથી. કારણ કે ત્યાં ગુલામ થવાનું
શીક્ષણ મળતું નથી અને જન્મથી સ્વતંત્રતાનોજ મંત્ર,
ઉપદેશ મળે છે. જેમ જેમ તમો તમારૂં સ્વરૂપ જે શંકારાચાર્ય

ભગવાને કહેલું છે કે તું સાક્ષાત ઇશ્વર છે, રાજાધીરાજ મહારાજા છે, સિંહ છે, બકરો કુતરો નથી તે વાત મનમાં નહી હશે અને જ્યાં ત્યાં હું દાસ છું, મા બાપ કે તમારો ગુલામ છું એ વાત મનમાં રહેશે ત્યાં સુધી ઉન્નતી કોઇ દીવસ નહી થાય અને સીંહ છતાં બકરા બનવાથી દરેક બકરી ઇદમાં તમારી કુરવાનીજ થાય છે ને થવાની અને દરેક પાશ્ચીમાન દેશમાં Indians are coolies એટલે કુલીની સંજ્ઞામાં રહેવાના. તમો અમેરીકા જેવા સ્વતંત્ર દેશમાં જાઓ. જુવો, જેટલા દેશમાં જેટલી વધારે સ્વતંત્રતા છે તે દેશમાં તેટલી વધારે બુદ્ધી ને ભવ્યતા ને લક્ષ્મી છે. માટે જો દેશમાં ધનવાન બનવું હોય ને દેશને ધનવાન બનાવવો હોય તો ગુલામગીરીના વિચાર દુર કરો. હજુ આપણા દેશમાં સરકાર માબાપ છે, હમે સરકારના ગુલામ છીએ આવું કહેનાર ગુલામો વસે છે ત્યાં સુધી ગુલામજ રહેવાના અને જે દીવસે શીવ કેવલોહમ્ હું સાક્ષાત્ શીવ છું એ ભાવના ઉદય થશે તેજ દીવસે તમો રાજાધીરાજ મહારાજા જેવા દીપી નીકળશો. આટલું બસ નથી પરંતુ પાશ્ચમાન દેશના લોકોને દરેક જાતના ઉદ્યમો સુઝે, ટ્રેનો, સ્ટીમરો, મોટરો, એરોપ્લેનો, વીજળીની બતીઓ, ગ્યાસ લાઈટો, કાચ, હીરા, સુવર્ણ, ચાંદી, દવા, ત્રાંબુ, કલાઈ, પીતળ, નીકલ, લોઢું, સ્ટીલ, એલ્યુમીનમ, પ્લેટમ બનાવતા

આવડે ને આપણને કાંઇજ ના આવડે એ શરમની વાત નથી? દેશની અંદર દરેક જાતની ધાતુઓ છતાં, દરેક જાતના પથરો છતાં, દરેક જાતની વનસ્પતિ, મેવા છતાં દેશમાં સુના રૂપાની ખાણો છતાં દેશમાં હાય હાય કરી ભીખારી અવસ્થામાં દેશ મરતો જાય છે તેનું કારણ કોઇએ ધુંડયું? કોઇને ધુંડવાની શું જરૂર છે? ભણીને એક પછી બીજો ગુલામ બને છે એટલે ભણેલાને તો ફુરસત નથી અને વગર ભણેલા માત્ર વેપારમાં તેઓ અજ્ઞાન હોવાથી મોરેલીટી એટલે નીતી શું તે નહિ જાણવાથી સોએ પોણોસો ટકા જુઠાણું વધ્યું અને વેપારમાં નીતીને બદલે અજ્ઞાનથી અનીતી વધી એટલે બુદ્ધી જડ થઇ તેને બુદ્ધી જડ—ચોર થવાથી અને પોતાના દેશનાજ ભાઇઓને ઠગી નિર્વાહ કરવાની બુદ્ધીથી અનર્થ વધ્યો અને પોતાના ભાઇઓ ઉપરથી ઈતબાર ગયો ને પરદેશી સ્વાર્થી લોકો ઉપર ઇતબાર વધતો ગયો. પરીણામે દેશનો ઉદ્યમ પારકા હાથમાં ગયો. અને પરદેશીઓને અવલંબી સર્વ કામ કરવાનું રહ્યું છે, જો વેપારી વર્ગને ધર્મ નીતીનું શીક્ષણ ગુરૂઓથી મલ્યું હોત અને જો વેપારી વર્ગને દેશની દાઝ હોત તો આજ હિંદુસ્તાન અમેરીકાને બાજુ ઉપર મુકત. એટલો બધો કુદરતનો સામાન હીંદુસ્તાનીઓના પગ નીચે ઇશ્વરે મુકયો છે. છતાં આંધળાને જેમ બાપે ડાટેલું ધન જડતું નથી અને

ભીખ માંગી પોતાનો વખત ગુમાવે છે તેમ દેશની આંધળી બુદ્ધિ હીન થઇ ગએલી આપણી પ્રજાને જો કે ઇશ્વરે સર્વે વસ્તુ તેમના મોઢા આગળ રજુ કરી છે છતાં તેનો ઉપયોગ કરી આનંદ ભોગવાનો નથી તેનું કારણુ એક બીજા તરફ અણુવિશ્વાસ, દ્વેષ, નીંદા અને વૈરભાવના, અદેખાઇનું મુળ છે. એ બધાનુ કારણુ અજ્ઞાનપણું છે. જો બરાબર બાળકોને કેળવવામાં આવે અને વેપારી વર્ગના બચ્ચાંઓને બરાબર શીખવવામાં આવે કે આ બધા દેશના લોકો તારાજ ભાઈ-ઓ ને બંધુઓ છે, એમના કલ્યાણુમાંજ તારૂ કલ્યાણુ છે માટે સત્યતાથી, પ્રમાણીકતાથી એમની સાથે લેવડ દેવડ કરજો અને દેશનો ઉધમ સર્વે એકત્ર મળી જેમ બને તેમ એક બીજાની મદદથી વધારજો અને તે બદલ જોઈએ તે બાબતનું શીક્ષણુ યોગ્ય ગુરૂથી લેશો તો કાલે દેશ તૈયાર થાય પરંતુ ખામી તેટલીજ છે કે અજ્ઞાન વેપારી મંડળમાં એક બીજાનો વિશ્વાસ લુચ્ચાઇને લીધે કોઇ કરતું નથી તે બદલ શિક્ષણુની જરૂર છે. અને ભણેલા ગુલામગીરી શોધે તેથી તેમની સાથે અજ્ઞાન વેપારીની જીંદગી સરખાવીએ તો અજ્ઞાની વગર ભણેલા વેપારી, ભણેલા જ્ઞાની કરતા સારી જીંદગી ગુજારે છે. આનંદમાં અને ટેકથી સ્વતંત્ર રહે છે માટે દરેક લાઇનમાં યોગ્ય શીક્ષણુની યુરોપ અમેરીકાની પદ્ધતિ ઉપર જરૂર છે તે ન થાય ત્યાંસુધી વળે નહી કારણુ

કે મેં અમેરીકાના Washhington શેહેરના સ્ટેશન ઉપર એક તેમનો Motto જોયો તેમાં લખ્યું છે કે "તારી જીંદગી તારા દેશને માટે, તારા દેશીભાઇઓ માટે અને ઇશ્વર માટે છે એમ જાણ. તું એક ઉમદા ખવાસનું પ્રાણી છે અને તારા ઉમદા ગુણો આજે નહિ તો અમુક વખતે પણ ખીલશે એ ધારણા કાયમ રાખ." આવી આવી રીતે દરેક જગાએ ધર્મ નીતીનું શીક્ષણ લોકોને આપવાની જરૂર છે. આપણા લોકો તો બધું સરકાર માબાપના ઉપર છોડી પોતે કાંઇ કરવું નથી એમ હાથ જોડી બેઠા છે તેમાં કાંઇ વળવાનું નથી. કોઇ રસોઇ કરી ખવડાવવા નહી આવે. સરકારને જરા પણ ગરજ હોત તો તમને પોતાના દેશમાં જેમ ઇંગ્લાંડ અમેરીકા જર્મની જાપાનમાં શીક્ષણ આપે છે તેમ આપત પણ જાતે જાઓ, આંખો ખોલો કે તે પ્રમાણે હીંદુસ્તાનમાં નથી અપાતું તેનું શું કારણ? પરંતુ તમારે તો કાંઇ કરવું નથી. પારકા દેશમાં જઇને જુવો અને તે પદ્ધતિ ઉપર શીક્ષણ આપવાનું શરૂ કરો. થોડા કાળમાં તમો તેવાજ થશો. પૈસાદારોએ ધર્મ કરવાનો થોડો માર્ગ દેશને યોગ્ય શીક્ષણ આપવાનો છે અને બીજો માર્ગ દરેક સાથે મળી દેશનો ઉદ્યમ કેળવશે તે માટે જુદા જુદા જુદી જુદી જાતના કારખાના અને દુકાનો પાશ્ચમાન દેશની રીત પ્રમાણે કરવાનો છે તેમ જયાં સુધી નહી થાય ત્યાં સુધી

દેશનું દુઃખ મટે નહી. અને જો પૈસાદારો તેમ વેળાસર નહી સમજે તો ગરીબ પછી તેમનો પણ નાશજ થશે એમ સમજવું. અને પૈસા તો જે દેશમાં પ્રેમ અને અક્યતા હશે ત્યાંજ રહેવાના ને ત્યાંજ ખેંચાઇને જવાના, માટે મનમાં જરા વીચારો ને હજુ રાત નથી પડી ત્યાં સુધી જે કરવું હોય તે કરી લો, પછી અવસર ગયે પસ્તાશો ને કાંઇ વળવાનું વથી. ભાઇ, કેટલાક કહે છે કે આપણે ત્યાં ન્યાત જાતનું બહુ તોફાન છે, આવું બોલવું એ એક જાતનું મોટું જુઠાણું છે. કારણકે ન્યાત જાત તો પરાપૂર્વથી છે. પરંતુ ન્યાત જાત પોતપોતાના ધર્મ નીતી ભુલી ગઈ છે તેનું કારણ અધોગતી છે બીજી પ્રજા પોતપોતાની નીતી નીયમ પ્રમાણે વર્તે છે તેથી સુખી છે. આપણે આપણી નીતિમાં બ્રાહ્મણ-બ્રાહ્મણના અસલી નીયમ મુજબ દેશ કેળવવાનું કામ માથે છે. એ જાત તે પશ્ચિમ દેશની પ્રીસ્ટ કલાસ કહેવાય. એમના મીસનરી દેશ દેશમાં જઇ ઉપદેશ આપે છે ને પોતાની તરફ થોડા લોકોનું વલણ કરીને પછી તેમના ઉપર અમલ બેસાડે છે. પૂર્વે આપણે ત્યાં પણ બૌદ્ધના સાધુઓ પછી સન્યાસીઓ શંકરાચાર્યના વખતમાં ગામે ગામ જઇને ઉપદેશનું કામ કરતા તે આજ નીકળી જઈ માત્ર પેટ ભરનાર જુઠા સાધુઓ રહ્યા. આજ સોમાં ખરો એક સાધુ મળવો કઠણ થઇ પડે છે. અને એવા

સાધુઓની ખોટને લીધે જ્યાં ત્યાં ધર્મ નીતી ઉપદેશ વગ-
રજ ભુલાઇ ગઇ છે અને ખરેખરો ધર્મનો માર્ગ જે
શંકરાચાર્યે દાખલ કરેલો તે માર્ગ અને ખરેખરો વલ્લભાચાર્યનો
માર્ગ દર્શાવનારા સાધુઓની ખોટને લીધે અભણ અજ્ઞાન
લોકો પોતાનું વાસ્તવીક સ્વરૂપ ભુલી જઇ, મત મતાંતરના
ઝગડામાં અને એક બીજા તરફ ભ્રાતૃભાવની લાગણીને
બદલે વૈરભાવમાં દાખલ થઇ પોતાના દેશની ઉન્નતીને બદલે
અવનતી કરી રહ્યા છે; માટે બ્રાહ્મણ પાછા પોતાનો માર્ગ
અવલંબી દેશ દેશાંતર ફરી હાલના જમાનાને અનુસરતા
પોતાના ધર્મ નીતીના પાયા ઉપર દરેક ગામે ગામ ગુરૂકુળો
ખોલી, બાળકો કેળવવાની જરૂર છે. અને જ્યાં સુધી સારા
મકાનો બાંધવા લોક પૈસા ન કાઢે ત્યાં સુધી ગામની
ધર્મશાળા, અને દેવાલયોનો ઉપયોગ સ્કુલો તરીકે કરવાનો
છે, અને ત્યાં છોકરાઓને કેળવવાની દરેક રીતે જરૂર છે.
તેમને યોગ્ય યમ, નીયમ, કસરત સર્વે શીખવવાની
જરૂર છે. તેમને તમામ સ્વચ્છતાના નીયમો શીખવવા,
શું ખાવું, શું ન ખાવું, કેવું ખાવું, કેમ ખાવું વીગેરે
દરેક ધર્મ નીતી અનુસાર શીખવવાનું કર્તવ્ય તેમને પોતાને
માથે લેવાની જરૂર છે. અને ગામના લોકોની ફરજ તેવા
શીક્ષકોનું તેમની યોગ્યતા અનુસાર પોષણ કરવાની છે. અને
યોગ્ય રીતે તેમની તેમજ તેમના કુટુંબની પરવરસી કરવાની

છે. જ્યારે એક કામ એક વ્યકતી આપણે માટે કરે તો તેના બદલામાં તેમના સર્વે તરેહના સંરક્ષણ તરફ લક્ષ આપવાની ફરજ આપણી છે. તેજ પ્રમાણે ક્ષત્રીઓએ પોતે જેઓ પોલીટીકલ લાઈનમાં યોગ્યતા ધરાવતા હોય તેમણે તે બાબત લોકોને યોગ્ય ભાષણો દ્વારા શીક્ષણ આપવાની જરૂર છે. કારણ કે હીંદુસ્તાનના દરેક વ્યક્તીએ પોતાની ફરજ અને પોતાની દેશ તરફની અને રાજ સંસ્થા તરફની ફરજ જાણવાની જરૂર છે. દરેકે પોતે જાણવું જોઇએ કે કયા કયા સદ્‌ગૃહસ્થોને અમારા દેશની લગામ અમારા તરફથી કાઉન્સીલરો મેમ્બરો કાઉન્સીલમાં મોકલીશું તો હમારા દેશના હીત અર્થે કામ કરી શકશે. કારણ કે તેમને પોતે પોતાની પસંદગીથી પોતાના પ્રતીનીધી તરીકે રાજ્ય-સ્થાને આદમીઓ મ્યુનીસીપાલીટીમાં, લોકલબોર્ડમાં, લેજી-સલેટીવ કાઉન્સીલમાં, સુપ્રીમ કાઉસીલમાં મોકલવાના છે, અને તે કામમાં પોતાનો મત આપવાનો છે. તે માટે ક્ષત્રીઓની ફરજ છે કે તમામ અજ્ઞાન અજાણ દેશના બાળકોને તે બાબત પોતાની મેળે યોગ્ય અયોગ્ય માણસ પોતાના ઉપર રાજદ્વારી કામમાં નીતીવાન, દેશના હીતાર્થી, અને દેશ સેવાને લાયક જાણવામાં આવે તેવા માણસોની પીછાન સાફ જ્ઞાન આપવાની જરૂર છે. તે માટે વખતો વખત જુદા જુદા દેશના ભાગમાં જઇ માણસમાં રાજદ્વારી કામ

માટે કેવા ગુણો જોઇએ તે સમજાવવાની જરૂર છે. એક દાખલા તરીકે ચાલુ શાલમાં અમેરીકામાં રાજાની એટલે પ્રેસીડન્ટની નીમણુંક કરવાની હતી તેમાં પ્રજાને એમ માલમ પડયું કે પ્રેસીડન્ટ વીલસન અને તેના પક્ષના માણસને જો રાજા તરીકે કબુલ રાખીશું તો પ્રજાનું હીત સચવાશે નહીં એટલે દરેક વ્યક્તીએ પોતે પોતાથી બનતી મહેનતે ગામે-ગામ પ્રજાના લોકોને સમજાવી પ્રેસીડન્ટ તરીકે એટલે પોતાના રાજા તરીકે મી. હારડીંગને નીમ્યો. આ રીતે આપણે આપણા દેશમાં પહેલા, દસરથ રાજા પછી કોને ગાદી આપવી તેમ મત પુછવામાં આવતો તે પ્રમાણે લોકોના વીચાર મુજબ રામચંદ્રને ગાદી આપવામાં આવેલી નહી કે રાજાને ઘેર જન્મ્યો એટલે રાજા થાય તેજ પદ્ધતી ઉપર આજ યુરોપખંડમાં વ્યવસ્થા ચાલી રહી છે. પરંતુ દીલગીરીની વાત હીંદુસ્તાનમાં એટલીજ છે કે અજ્ઞાનતાને લીધે લોકો જાણુતા નથી કે મારે મારા દેશના પ્રતીનીધી તરીકે કોને મત આપવો અને કોણ તે કામને લાયક છે. અને તે હકીગતમાં આ તો મારી જાતનો, મારો સગો વગર અકલનો હોય તો પણ મારો શેઠીઓ છે તેને હું તો મારા પ્રતીનીધી તરીકે મત આપીશ, તેને પરીણામે લાયક ના લાયકની પસંદગી નહી હોવાથી દેશ દુઃખ ભોગવે છે.

## પ્રકરણ ૫ મું.




તંત્ર દેશમાં પ્રજામાં એટલે બધો વેદાંતનો ધર્મ પશ્ચીમમાં અમેરીકામાં, યુરોપ કરતાં વધારે દેખાય છે કે કોઈપણ વ્યકતીને કોઈપણ જાતનો ખીતાબ, માન, અકરામ જુદું આપવામાં આવતું નથી. કોઇને રાવ બહાદુર કે ખાન બહાદુર બનાવવામાં આવતા નથી એમ ધારીને કે સર્વે દેશના દેશી ભાઈઓ છે અને સર્વે દેશી ભાઇઓની દેશ સેવા કરવી એ પોતાની બુદ્ધી અનુસાર ફરજ છે તો પછી તેમણે વધુ કામ કર્યું તો ખીતાબ શેનો ? એમણે પોતાની ફરજ બજાવી અને તેજ ફરજ પાળી એ કાંઈ થોડું માન નથી. આ માનની વાત જુઠી ઢોંગ ભરેલી છે. રાજા રામચંદ્રને કે શ્રી કૃષ્ણચંદ્રને કે કોઇ મહાત્માને ખીતાબ નહોતો. અને તેજ પ્રમાણે આજ લોકો તે પ્રમાણે ચાલી રહ્યા છે કારણકે ખીતાબથી લોકોમાં જુદું અભીમાન પેદા થાય છે અને પોતાની દેશ તરફ શું શું ફરજ છે તે ભુલી જવાય છે. આ અમેરીકા યુરોપ ઇંગલાંડમાં લોકો દેશ પ્રત્યે મોટામોટા કામ કરી દેશને તારવો તેનુજ નામ ખરો ધર્મ માને છે, અને ખરૂં જોતાં વેદાન્તની દ્રષ્ટીએ અને ધર્મની દ્રષ્ટીએ આપણું જીવન હમેશાં પરમાર્થ હોવું જોઇએ અને તે પ્રમાણે યુરોપ અમેરીકાના લોકો

પોતાનું ધન દેશ સેવામાં મોટી સ્કુલ, કોલેજો, યુનીવર સીટીઓ બનાવી પોતાના દેશના બાળકોને હમેશને માટે સારી કેલવણી આપવામાં, મોટી મોટી કંપનીઓ કાઢી, મોટા મોટા કારખાનાઓ ખોલી, તમામ દેશના ગરીબ વર્ગને રોજી ઉપર લગાડવામાં તેમજ રસ્તા રેલવેઓ મકાનો સારા બનાવવામાં અને કુદરત પાસેથી જેટલો લાભ મળે તેવી રીતના તમામ મશીનો બનાવી લાભ લેવામાં, કેવી રીતે ખેતી વધે, કેવી રીતે દેશ આબાદાનીમાં આવે તે મુજબ સર્વે કામ કરવામાં ધરમ માની રહ્યા છે. હવે એથી ઉલટું આપણા લોકો ગમે તે રીતે પૈસા પેદા કરી પછી ન્યાયી હોય કે અન્યાયી હોય તેનો સીધો ઉપયોગ નહી કરતાં હજારો તીર્થ યાત્રામાં, હજારો મંદીરોમાં, હજારો રૂપીઆ પોતાની મોટાઇ દેખાડવા ન્યાત વરાઓમાં અને કેટલીક ચોરાસીઓ વીગેરે કરવામાં હજારો રૂપીઆ ખોટે માર્ગે ખરચવામાં આવે છે. જે રૂપીઆ કજગાએ અને લાયક વ્યકતીઓને નહી મળવાથી નકામા ખરચમાં જાય છે અને દેશના ઢોંગી સાધુ બાવાઓમાં લાખો ખરચાય છે, તેનું નામ ધરમ હોત તો યતો ધર્મસ્તતો જયઃ એ મુજબ હીંદુસ્તાન આજ આવા ધરમને લીધે ટોચ સ્થાને હોત પરંતુ દિન પ્રતીદિન ઉદયને બદલે અસ્ત થતો જાય છે; અને લોકમાં દુર્દશા, દારીદ્ર વધતું જાય છે. એટલુંજ નહી

પરંતુ દિન પ્રતીદિન હમેંશ દુકાલ, મરકી, કોલેરા, ઇન-ફ્લ્યુએન્ઝાથી હજારો આદમી મરણ શરણ થાય છે એથી ચોખું માલમ પડે છે કે આપણા ધર્મ માર્ગે જે પૈસા ખરચવાનો રસ્તો છે તે હાલમાં ખોટો છે અને ખરી રીતે જો શાસ્ત્ર વેદનું પ્રમાણ લેવામાં આવે તો તેમાં ખાસ સિદ્ધાંત છે કે મનુષ્ય જીવન એક મહાન દુર્લભ જીવન છે અને તેને યોગ્ય બનાવવામાં અને તેમની ઉન્નતી કરવામાં જે પુન્ય છે તે જડ પદાર્થોમાં અર્પણ કરવાથી નથી. કારણકે દેવ મંદિરોને નામે વ્યભીચાર અનાચારમાં ધન જાય છે તેમજ સાધુ સંતો અને તીર્થને નામે રેલ ગાડીમાં અને બીજી મોજ મજામાં ધન જાય છે. હવે જો આ ધન તે રસ્તે તેમજ ન્યાતી ભોજનોમાં નહી ખરચતાં તેનો દશમો હીસ્સો દેશ સેવામાં, સ્કુલો સ્થાપવામાં, બાળકોને યોગ્ય શીક્ષણ ધર્મ નીતી, વેપાર, ઉદ્યોગ, મસીન વગેરેનું તમામ યુરોપ, અમેરીકા, જર્મની વીગેરેના પ્રોફેસરો બોલાવી જાપાનની માફક કેળવવામાં ખરચવામાં આવે, અગર દેશના કેટલાક લાયક વિદ્યાર્થીઓને અમુક અમુક કામ સારૂ પ્રદેશમાં અભ્યાસ કરવા મોકલવામાં આવે તેમજ દેશમાં કેમ શીક્ષણ પદ્ધતી બીજા સુધરેલા દેશની વ્યવસ્થા પુર્વક દાખલ કરવાનું શીક્ષણ લેવા અગર સમજવા મોક-લવામાં આવે તેમજ આપણા દેશમાં જે જે પદાર્થો છે

અને જે પદાર્થો કાચી ધાતુ રૂપે પરદેશમાં જઇ તેનોજ તમામ સામાન તૈયાર થઇ સેંકડે શો ટકા નફાથી આપણને આપવામાં આવે છે તેજ પદાર્થોને વિજ્ઞાન શાસ્ત્ર વડે આજ સુધીની મસીનરીથી આપણાજ દેશમાં કેળવી આપણે ત્યાંના લાયકની ચીજો બનાવી હજારો ગરીબોને તેવા કારખાના કાઢી કામે લગાડવામાં આવે, જે જે ગામમાં વીજળી અગર ગ્યાસ ન હોય અગર પાણીના નળ કે સારા રસ્તા કે સારા મકાનોની સગવડો ન હોય ત્યાં તેવા મકાનો સુધરેલા દેશમાં બનતી પદ્ધતી ઉપર બનાવવામાં આવે, તમામ ખેતીવાડીને સાયન્સ અને ઓજારોની મદદથી કરવામાં તેમજ પાણી નહેરોની મદદથી આપવામાં આવે અને તે બદલ જુદી જુદી કંપનીઓ જેવી તેમણે ટી ગાર્ડનો કાફી ગાર્ડનો આપણીજ મહેનતથી ચલાવી રહ્યા છે તે મુજબ આપણે પોતે કરવા તૈયાર થવામાં નાણા કંપની દ્વારા એક બીજાની સહાયતાથી ખરચવામાં આવે તો પચીસ વરસમાં આપણો દેશ દુનીઆની ગણત્રીમાં ગણાય. ભાઇ, દુનીઆમાં માણસ બે પૈસા પેદા કરે અગર કોઇ કામમાં પ્રતીષ્ઠા મેળવે તોજ ઓળખાય છે તેજ પ્રમાણે દેશ પણ બીજા દેશની બરોબરી કરવામાં જ્યારે બહારની પ્રજા રૂબરૂ બતાવી આપે કે હમારામાં હમારી જરૂરીઆત સમજવામાં અને હમારા દેશ સારૂ, દેશી ભાઈઓ સારૂ હરેક તજવીજ

કરવામાં હમો અમારૂ સર્વસ્વ અર્પણ કરવા તૈયાર છીએ અને તેમ કરી જ્યારે દેશમાં ઉન્નતી કરવાના માર્ગ ઉપર આવીશું કે તરતજ દુનીઆમાં આજ લાતો ખાઈ રહ્યા છીએ ત્યાં માનની દૃષ્ટીથી લોકો જોશે. સ્વર્ગમાં જવા સારૂ અને ઈંદ્રની સભામાં બેસવા સારૂ અમુક અમુક યજ્ઞોની જરૂર છે, કોરટમાં વકીલાત કરવા અગર કાઉન્સીલના મેમ્બર થવા કે મ્યુનીસીપાલ કાઉન્સીલર થવા અમુક લાયકાતની જરૂરીઆત છે તેજ મુજબ દુનીઆમાં દેશને નામાંકીત કરવા પોતાના દેશ તરફ દેશી બંધુઓ તરફ ઉદ્યમે સર્વેને લગાડી પોતાના તન મન ધનથી બનતી તમામ રીતે કોશીસ કરવી એજ ખરો ધર્મ સીદ્ધાંત રહેલો છે.



## પ્રકરણ ૬ ઠું.



ભાઇઓ, યુરોપ ઇંગ્લાંડ અમેરીકામાં દરેક પ્રજા પોત પોતાનો દેશ કેમ આબાદાનીમાં વધે તેજ બાબતના વીચારમાં મચી રહી છે અને તેને લીધે દરેક પ્રજા તે પ્રમાણે કરોડો રૂપીઆ એક બીજા કરતા વધતા ઓછા પેદા કરી રહી છે અને નવા નવા ઉદ્યમો દીન પ્રતીદીન નવી નવી શોધોમાં તત્પર રહે છે અને પરીણામે તે ધર્મના માર્ગને અવલંબવાથી તેઓ સુખી છે અને તેમનું પુન્ય વધારે છે. તે ખરૂં હોવાથી દુકાળ, પ્લેગ, કોલેરા, વીગેરે ના મહાન સંકટોથી પીડાતા નથી તેમજ જલદી ટુંક આયુષ્ય ભોગવી જગત છોડી ચાલ્યા જતા નથી. આપણી સાથે સરખાવતા તેમના ખરચની સીમા નથી છતાં તેટલું ધન તેઓ મેળવી શકે છે, તે ઉપરથી પ્રદેશ તરફ જઇ આંખ ઉઘાડો ને નીચે બતાવ્યા મુજબ કામની વ્યવસ્થા દેશના તમામ શહેર અને ગામોમાં જેટલે દરજ્જે બની શકે તેટલે દરજ્જે સર્વે ભાઇઓ એકત્ર થઇને દેશના કલ્યાણ અર્થે કામ કરવાનું શરૂ કરો કે જેની અંદર તમારૂં પોતાના સ્વાર્થનું કામ આપોઆપ થઇ જશે. જે વ્યક્તી પોતાની

જીંદગી પારકા માટે પોતાના દેશ માટે અગર જેટલા માટે અર્પણ કરે છે તેટલી વસ્તુ તેને આપોઆપ આવી મળે છે અને તેને કોઈબી રીતની અડચણ પડતી નથી.

૧ પહેલા દરેક સુધરેલા દેશની વ્યવસ્થા મુજબ દરેક ગામ દીઠ પોત પોતાની બેન્ક કાઢો. અને તે બેન્ક પોતાની હોવાથી તે ગામ અગર શહેરના ફાજલ નાણા એક રૂપીઆથી લાખ સુધી તેમાંજ જમા મુકવા એવો નીયમ ધારણ કરો. એટલે તે તમારી તમારા ગામની બેન્ક હોવાથી, તેનો ફાયદો તમારા ગામના અને શહેરના લોકોને વખતો વખત જે પ્રમાણે જરૂરીઆત હશે તે પ્રમાણે તેમને પૈસા મળશે, અને કોને કેટલા ધીરી શકાય તે પણ તમારી પોતાની બેન્ક અને જેને ધીરવાના તે તમારા પોતાના ગામના હોવાથી, સારી રીતે લેણ દેણ થઈ શકે. અને તે બેન્ક દ્વારા પછી તમામ નાની નાની કંપનીઓ જે ઉભી થશે તેને પણ મદદ વખતો વખત મળતી રહેશે. અને તે દ્વારા ઘણા કામ નીવેડાય અને તેવી બેન્કોથી સાહુકારનું મોટું વ્યાજ ભરવામાંથી તમારા પોતાના દેશના બંધુઓ બચી જશે. અને બેન્કના નાણાનો વહીવટ તમો દેશના ગામના લોકોનાજ હાથમાં હોવાથી, તેમાં કાંઇ વીઘ્ન આવશે નહી. પરંતુ તેવી બેન્ક કેમ ચલાવવી તેને માટે તમારા માણસો કેળવવા અને જેઓ બરાબર કેળવાયેલા હોય તેમના હાથમાં જેના

પર ભરોસો રાખી શકાય તેવાઓને વહીવટની લગામ આપવી અને તેમાં ખામી જણાયે બીજા યોગ્ય આદમીઓની નીમણુક કરવી. આ પ્રમાણે પશ્ચિમના દેશોમાં દરેક જગાએ નાના ગામમાં પણ તે ગામની બેન્કની વ્યવસ્થા છે.

૨ તેની સાથે દરેક ગામમાં અને શહેરમાં દરેક ગૃહસ્થોને સારૂ ગરીબ અગર તવંગરોને સારૂ જે જે મકાન બાંધવાની જરૂર પડે તેને માટે બીલ્ડીંગ સોસાયટી દરેક ગામમાં કાયમ કરવી અને દરેક તે ગામ અને શહેરના બંધુઓએ તે કંપની એવા નીયમ ઉપર કાયમ કરવી કે કોઇ પણ તે ગામનું મકાન તે સોસાયટી સીવાય પોતાની જાતે બાંધવું નહી. આ મુજબ પશ્ચીમના દેશોમાં મકાન બાંધવાની પણ કંપનીઓ છે કે તેજ કંપની ઘરના પ્લાન, ઘરની રજા ચીઠીઓ, ઘર બાંધી તૈયાર કરી આપે એટલે આપણને મકાન બાંધવા સારૂ કાટ લાવવાની, છો લાવવાની, મજુર ધુંડવાની, કોઈ જાતની તકલીફ પડે નહી. અને તેથી ઉલટું તેવી કંપનીઓ નીકળવાથી તે કંપનીઓ ઇંટો પાડવાના પજાવા તૈયાર કરે, તેમ જેવા જોઇએ તેવા સંચા લાવી સોંઘી ઈંટો પડે તેવી યોજના કરે, છોની ભઠ્ઠીઓ બનાવે તે પ્રમાણે લાકડા પરચુરણ નહી લેતાં જ્યાંથી આવતા હોય ત્યાંજ જઇ લાવે અને પરચુરણ કાથી, લોખણનો સામાન મુંબાઈ જેવા મોટા શહેરમાં જઇ જથાબંધ કમતી ભાવે ખરીદે

અને મજુરો તેમનેજ રાખવાના ને સુથાર કડીઆ તેમનેજ મેળવવાના હોવાથી સારા અને કીફાયત ભાવે બરાબર કામ કરી શકે તેવા તેઓ લાવીને કામ કરાવે, કારણ કે હમેશને માટે તેઓ કાયમજ નોકરો રાખે. આ બધી તજવીજ તે કંપનીઓ કરે તો તેમાં તેમના હરેક ખાતા વાર ગામ તેમજ શહેરના કેટલા માણસો આજ રખડતા ફરે તેઓ કામે લાગે, અને જેને મકાન બંધાવવું હોય તેની જાતને કોઇ જાતની તકલીફ નહી; માત્ર જેટલા હજાર રૂપીઆનું મકાન બંધાવવાનુ હોય તેના ઉપર ચોખા ખરચ ઉપરાંત દશ ટકા આ કંપનીને આપે અને એ કંપની સાથે પાછો એવો પણ બંદોબસ્ત કરી શકે કે, મારે દસ હજારનું ઘર બંધાવવું છે ને મારી પાસે પુરી રકમ નથી, હું હાલમાં બે હજાર રૂપીઆ આપીસ અને પછી દર વરસે છ ટકાનું વ્યાજ અને મુદ્દલમાં બબે હજાર આપી પુરા કરીશ. અને જ્યાં સુધી રૂપીઆ પુરા ન કરૂં ત્યાંસુધી કંપનીના મકાન તરીકે ગીરોનો હક પહેલો રૂપીઆનો કંપનીનો રહેશે તો વળી દસ હજારનું મકાન બે હજાર રૂપીઆ રોકડા હોવાથી ભોગવવા મલે, અને કોઇ જાતની તસ્દી કે મજુરી નહી અને જો તેજ દસ હજારનું મકાન ઘરધણી બંધાવવા જાત તો તેને પંદર હજાર થાત, અને રૂપીઆ રોકડાજ જોઇએ તે જુદા. આ તો કોઇ જાતની ધડપકડજ નહી અને શાંતીથી ઘર સાયન્ટીફીક

પ્રીન્સીપલ પ્રમાણે તમામ હાલની ઢબ મુજબ પોતે પસંદ કરે તેવા પ્લાનનું રહેવા મળે. આની અંદર સુખ કે હાલમાં દેશમાં જે અંધા ધુંધી મકાન જાતે હેરાન થઈ બાંધવાની ચાલી રહી છે તેમાં સુખ, માટે આ રીતની બીજી વ્યવસ્થા કરવાની આખા દેશમાં આવી કંપનીઓ કાઢવાની બાસ જરૂર છે.

૩. અને તે કંપની પછી ભલે પોતાના હાથ નીચે ઈંટો પાડવાની, નળીઆ, ટાઇલસ બનાવવાની, છો કરવા તથા પીલવાની, મણીઆરાના પરચુરણ માલની, લાકડ કામની, પથરની વખારની, મજુર, કડીઆ, સુથાર બાબતની, પ્લાન વગેરે કરવાની જેમ ધ્યાન પહોંચે તેમ નાની નાની કંપનીઓ ઓરગેનાઇઝ કરે કે પોતે જુદા જુદા ડીપાર્ટ-મેન્ટો ખોલી કામ કરે તો તેવા કામમાં દરેક દેશના ને ગામના કેટલા માણસો આજ રખડતા ફરે છે તે ન ફરતા કામે લાગી જાય, આના જેવું બીજું કયું ધરમ ? જેટલા કામમાં મનુષ્ય જીંદગીને દુઃખ ઓછું થાય તેટલુંજ ધરમ વધારે સમજવું. હવે આ કંપનીને પોતાની થાપણ ઉપરાંત નાણા જોઇએ તો જે મકાનો તૈયાર કર્યા હોય તેજ મકાનો બેન્કને હવાલે કરી બેન્ક પાસે નાણા લે અને કામ ચાલુ રાખે એટલે બેન્કમાં જે દરેક અનામત રાખનારને ચાર ટકા વ્યાજ આપવામાં આવે તો તેજ રૂપીઆનું આ કંપની

મારફત મકાન ઉપર છ ટકા વ્યાજ લેવામાં આવે અને કોઇ જાતનું જોખમ નહીં. આ રીતની બીજી સંસ્થા કરવાથી દેશમાં કેટલો ફાયદો થાય છે તે બાબત આપે સર્વે એ ધ્યાનમાં લેવાની છે. આજ પશ્ચિમના દેશોમાં જ્યારે ૫૦ અને ૬૦ મજલાના મકાનો લોકો બાંધી રહ્યા છે ત્યારે આપણાથી બે મજલાનું મકાન પણ બાંધી શકાતું નથી પણ શી રીતે બાંધી શકાય, જ્યાં સંપ નહિ જ્યા એકતા નહી જ્યાં કામ કરવાની પદ્ધતી નહી, જ્યાં જેને માથે આવ્યું તેજ ફોડીલે, કોઇ કોઈની દરકાર નહી, ભાઇ, તે દેશમાં કાંઇ ન થાય, આ તો બધા દેશો અમે અંગ્રેજ છીએ, અમે ફ્રેંચ છીએ, હમે અમેરીકન છીએ કહેછે તેમ તમારે શીખવું જોઇએ કે હમે હીંદુસ્તાની છીએ ઇન્ડીઅન છીએ એ મુજબ જાણીને જ્યારે અકઠા થઇ એક :પછી બીજી કંપનીઓ કાઢી કામ કરવા માંડશો તોજ દેશને ને તમારી જાતને તારી શકશો. જે ગામના કે શહેરના લોકો એ તમારી વ્યવસ્થામાં ન જોડાય તેની સાથેનો સંબંધ તમામ દૂર કરો અને તેને ઐકયતાનો મંત્ર શીખવો તેની સાથે જાણે તેને ન્યાતબહાર કર્યો હોય તે પ્રમાણે શહેરમાં સર્વે લોકોથી દૂર દરેક કામના સંબંધમાં કરો કે તરતજ તે તમારા કામમાં જોડાતા શીખશે, મૂળ ન્યાત અને ન્યાત બહાર કરવાનો રીવાજ તે વાતો ઉપરજ હતો તે પ્રમાણે અમલ કરી સર્વેને એકઠા કામ કરતા શીખવો.

૪. આટલું બસ નથી. પરંતુ અત્રે ઇંગ્લાંડ અમેરીકામાં ચાલતા રીવાજ મુજબ દરેક બજાર દીઠ અગર અમુક વસ્તીના પ્રમાણ વચ્ચે એક એક સ્ટોર કંપનીની સીસ્ટમ ઉપર ખોલો એટલે કે તે સ્ટોર પણ તમારાજ ગામ અને શહેરોનો અને મોટું શહેર હોય તો તેવા ચાર સ્ટોરો જુદે જુદે ઠેકાણે ખોલો અગર દસ વીસ ખોલવા પડે તો દસ વીસ પચીસ પણ તેજ રસ્તા ઉપર ખોલો એટલે કે શી રીતે તેના જવાબમાં જણાવવાનું કે પહેલા તો આ સ્ટોરોની અંદર દરેક ચીજની કીમત એકજ મુકરર કરવામાં આવે છે તેમ કરો એટલે કે ૦)=, ૦।—૦॥—૦॥।—૧) રૂપીઆ સુધીની દરેક ચીજ એટલે કે દેશની જરૂરીઅતની ઘર કામની દરેક ચીજ ટાંકણીથી માંડીને ખાવાના અનાજ કપડાથી શાક ભાજી દુધ દહી વિગેરે સર્વે ચીજ સ્ટોરમાં મળે કે જેની અંદર નાના છોકરાથી માંડીને ગમે તે માણસ લેવા જાય તોપણ એક કીમત જે લખવામાં આવી હોય તેજ લેવાય અને સ્ટોરમાં કોઇપણ દીવસ રૂપીઆની ચીજ ઉપર એક આની સિવાય વધારે નફો લેવાય નહી એવી એ પદ્ધતી પહેલેથી રાખવાની કારણ કે દેશ સેવાની કંપની છે. આ એક મહાંત દેવાલય છે એમ માનવું કારણ કે એ સ્ટોરથી દરેક ગામના લોકોને ઘેર બેઠા પોતાના પાસેના બજારમાં દરેક ચીજ હેરાન ન થતા મળી શકે અને તે

પણ એકજ ભાવે અને કીફાયતથી કારણુ કે સ્ટોર આખા ગામની મીલકતની કંપનીથી બનેલો હોય અને ગામના એક એક સ્ટોરમાં ઓછામાં ઓછા પચીસ આદમી કામે લાગેલા હોય, મોટા સ્ટોરોનાં મ્હોટા શહેરોમાં તો હજારો લાગેલાં અને વેચવાના કામ પર હોય છે પરંતુ આપણે ત્યાં નાના નાના પાયા ઉપર પચીસ આદમી ઓછામાં ઓછા જોઇએ. અને વખતે વધારે જોઇએ તો ઘણું સારૂ. ઘરાકી વધુ હોય તો વધુ આદમી રાખો એટલે પણ દેશમાં રખડતા અને નાના નાના વેપારીઓ પોતે સારા પગારથી આપણા સ્ટોરમાં જે જે કામ ધંધો તેઓ કરતા હોય તેજ ડીપાર્ટમેન્ટમાં તેમને સારા પગારથી રાખવામાં આવે અને દરેક ડીપાર્ટમેન્ટમાં જેવી રીતે કે શાકભાજી ઉપર બેથી તો ચાર આદમી, તો ચાર આદમી ગાંધીના કરિયાણા ખાતા ઉપર તો ચાર આદમી અનાજના ખાતા ઉપર તો ચાર આદમી દુધ દહીંના ખાતા ઉપર તો બે આદમી તેલના ખાતા ઉપર તો ચાર આદમી કાપડ ખાતા ઉપર તો ચાર આદમી મણીઆરાના ખાતા ઉપર તો ચાર આદમી વાસણ કુશણના ખાતા ઉપર તો બે આદમી ગ્લાસવેરના ખાતા ઉપર તો ચાર આદમી બીડી દીવાસલીના ખાતા ઉપર તો ચાર આદમી ચહા દુધ પાવાના ખાતા ઉપર તો ચાર આદમી મીઠાઇ વીગેરે આપવાના ખાતા ઉપર તો ચાર આદમી

કયુરીઓસીટીના ખાતા ઉપર, આ પ્રમાણે દરેક સ્ટોરની દુકાનો જે શહેરના જુદાજુદા ભાગોમાં કાઢવામાં આવે ત્યાં વ્યવસ્થા ગોઠવવી અને હીસાબ તેજ ખાતા ઉપર, તેનું ડીપાર્ટ-મેન્ટ જુદુ, આ પ્રમાણેના સ્ટોરો કાઢવાથી જથાબંધ દરેક માલ લાવવાથી અને લોકોને વેચવાથી ઘણોજ ફાયદો થાય. અને કોઇ જુદું બોલી વધારે ભાવ લઇ જશે, તે બાબત હાલમાં જે ઠેર ઠેર પુછવા જવું પડે છે, તે બધુ બંધ થાય અને છેતરામણનો વહેમ જતો રહે; અને આખા ગામમાં શાન્તી અને આનંદ અને દરેક બાળકો ગુલામગીરી ધુંડતા ફરે છે તે બંધ થાય અને સૌ કામે વળગે. આ પદ્ધતી ઉપર ઘણા સ્ટેરો ચાલે છે જેમાંનો એક દાખલો અમેરીકાના Wool Worth Store નો આખું તો આખા અમેરીકામાં તેના સ્ટોરો ઠેર ઠેર છે. હજારો આદમી કામ કરી રહ્યા છે અને કરોડો રૂપીઆ તેણે પેદા કર્યા છે ને કરે છે, તે પ્રમાણે આ આપણા સ્ટોરોમાં દુનીઆના જે ભાગમાંથી જે ચીજો સોંઘી મળે, એટલે પછી અમેરીકા કે ઇંગલાંડ, જાપાન કે જર્મની જ્યાંથી. હેડ સ્ટોર ઓફીસ મંગાવે અને તે ગામે ગામના સ્ટોરોને માત્ર અમુકજ નફો લઈ માત્ર ૨½ ટકાજ લઈ મંગાવી આપે; આ પ્રમાણે વ્યવસ્થા. જ્યાં કપડાં પણ સીવાય ને તૈયાર મળે તે પણ ખાતુ અને જ્યાં કપડા પણ ધોવાઇને મળે, જ્યાં બુટ જોડા પણ મળે, દુકાનમાં

કોઇપણ વસ્તુ તે સ્ટોરમાં જરૂરીઆતની ના મળે તેમ નહી. હવે વખતે પ્રસંગ હોઇને મણુબંધી ચીજો જોઇએ તોપણ મેનેજરને બોલાવી વરદી આપવાથી સ્ટોરવાળોજ આપણે ઘેર મણુબંધી પહોંચાડી આપે કારણકે દેશ સેવાનું કામ છે. આ પ્રમાણે વ્યવસ્થા કરવાનું હવે શીખવાની જરૂર છે. અને વગર વીલંબે આ પદ્ધતી ગામેગામ શરૂ કરવાની જરૂર છે.

૪. બીજુ દરેક ગામમાં અને શહેરમાં જે ગાંચીની ઘાણીઓથી તેલ, દીવેલ પીલવાનું કામ ચાલે છે અને બીચારા ગરીબ બળદીઆઓને રાખી તેનાથી કામ લેવામાં આવે છે તે જેમ બને તેમ જલદીથી દુર કરવાની જરૂર છે અને તેને બદલે જેટલા જેટલા ગામમાં જેવી જેવી વસ્તી હોય તે પ્રમાણમાં તેલ દીવેલ બનાવવાનો Oil seed crushing Machine ની ફેકટરી કાઢવી તેમાં દરરોજ ૨૫ મણુથી ૫૦૦ મણુ બને તેવા સંચાઓ આવે છે અને નાનામાં નાનો સંચો રોજ પચીસ મણુ તેલ બનાવવાનો પાંચથી છ હજારમાં આવે છે અને રોજ ૬૦થી ૬૫ મણુ તેલ બનાવવાનો સંચો દસ હજારમાં આવે છે તે પ્રમાણે એક એક ગામવાર ને શહેરવાર કંપની કરી તે ગામ કે શહેરની જરૂરીઆત પ્રમાણે સંચો મંગાવી રોજ ભાડેથી તેલ દરેકને પીલી આપવાની ગોઠવણ કરો ને ગરીબ

બળદોનું દુઃખ દુર કરો. જ્યાં વીજલી ના હોય ત્યાં નાના નાના Oil Engine જે Carosin ગાસલેટથી ચાલે છે. તે એંજીનોથી આ મશીન ચાલે છે, જે બાબત કાંઇપણ પુછવું હોય તો હમારી મુંબાઇની C. Chunilal & Co. 8 Dum lane, Fort, Bombay માંથી સંચા ક્યાં મળે છે, કેટલે મળે છે વીગેરે હકીકત મળશે વીગેરે.

૫. એજ પ્રમાણે જે ગામમાં ધોવાની અગવડો હોય, સારાં કપડા ધોવાતા ના હોય ત્યાં નાની નાની ગામની સગવડ જોઇએ તે પ્રમાણે ધોવાની Laundry લોન્ડ્રી ધોબીનો સાંચો મંગાવી લુગડા ધોઇ શકાય છે તે દાખલ કરો. તેમજ જે શહેરમાં તાપ ઘણો હોય અને બરફની અગવડ હોય તેવા શહેરમાં રોજ એક ટન બરફ બનાવવાના કારખાના કાઢો જે તમામ સંચો દશ હજાર રૂપીઆમાંજ અમેરીકા જર્મની ઇંગલાંડથી આવે છે અને બે પૈસે સુખેથી બરફ વેચી શકાય તેમ છે. તેમજ જે ગામ કે શહેરમાં ઘણા શાક ભાજી થતા હોય ને તે બગડતા હોય અગર છેવટ ઢોરને ખવડાવી દેવા પડતા હોય તેવા ગામ અને શહેરમાં D. Hydrating Plant ડી હાઇડ્રેટીંગ પ્લાન્ટ મુકવો કે જેમાંથી એક ટન શાક સેજ સુકવી શકાય અને તે સુકવણીનું શાક વરસો સુધી રહે છે અને જ્યારે પાણીમાં નાંખીએ કે પા કલાક અડધા કલાકમાં પાછું શાક જેવું લીલું હોય

તેવું બને છે, આવા સંચા નાનામાં નાના જેની અંદર એક ટન માલ મુકવી શકાય તે પણ દશ હજારમાં ગોઠવી શકાય તેમ છે તે બાબત પણ વધુ જાણવું હોય તો ઉપરને સરનામે પુછવું.

૬. એ શીવાય જે જે શહેરોમાં મેવો વધુ બનતો હોય ત્યાં Fruit Canning ફ્રુટ કેનીંગનું કારખાનું કાઢવું જે તમામ જાતના મેવાને લીલી દરાખ ને કેરી સુધાંતને તેમાં બરાબર કેનીંગ કરવામાં આવે તો યુરોપ ખંડમાં ઘણા મોટા પ્રમાણમાં તેમજ આપણા દેશમાં પણ મોટા પ્રમાણમાં ખપી શકે અને તે વરસો સુધી બગડે નહીં પરંતુ આવા કારખાના સારૂ ઓછામાં ઓછા પાંચ લાખની જરૂર છે. જે માટે કાંઇ પુછવું હોય તો ઉપરને સરનામે પુછવું. અમેરીકામાં આ સીસ્ટમથી રાત દીવસ સેંટ પીટસબર્ગમાં કારખાનું છે જ્યાં ૧૨૫ જાતની જુદી જુદી કેનીંગ જુદા જુદા ફ્રુટની અમલમાં છે.

૭ તેજ પ્રમાણે બાઈશીકલ, મોટરોના કારખાના મોટા મોટા શહેરોમાં વીલાયત, અમેરીકા, જર્મની, ફ્રાન્સની રીત પ્રમાણે દરેક જુદા જુદા ભાગો ત્યાંથી બનાવેલા લાવી હીંદુસ્તાનમાં મોટા મોટા શહેરોમાં ફેકટરીઓ કાઢી ત્યાં એસીમીલેટ એટલે જોડવા કે તેથી ઓછે ભાવે અને ઓછે ભાડેથી સારામાં સારી ગાડીઓ જેવી જોઇએ તેવી બની

ચકે ને મળી શકે અને તે બાબત બીજું કારખાનું સાથે સાથે Motor Ripair કરવાનું Motor અને Cycles ભાડે ફેરવવાનું પણ કાઢવું પરંતુ તે કારખાનું કરવામાં પચાસ લાખની ઓછામાં ઓછી જરૂર રહે છે. તે કારખાના સાથે વાસણ પીતલ ત્રાંબાના કે એલ્યુમીનમના જેવી જેવી જાતના બનાવવા હોય તે બાબતની Dye ઓ રાખવાથી તે બની શકે તેમ છે તેમજ હીંદુસ્તાનમાં Tiles બનાવવાના તેમજ કાચ ઈંગલાંડ, અમેરીકા, જર્મની, બેલ્જીઅમ જેવા બનાવવાના કારખાનાની તેમજ સીમેન્ટની પાઈપો અને સીમેન્ટ Tiles બનાવવાના કારખાનાની જરૂર છે તે પણ કાઢવા અને દરેક યુરોપ, અમેરીકામાં કાગળના પ્રમાણમાં Shuts કાચો દરેક કામમાં વપરાય છે જ્યારે હીંદુસ્તાનમાં તો તે ત્રીસ કરોડ આદમી છતાં Shuts Glass બનાવતા ન આવડે એ એક શરમ ભરેલી વાત છે. જ્યાં સુધી દેશમાં કાચ કે Tiles ન બની શકે ત્યાં સુધી ચાહે તો પ્રતીજ્ઞા લો કે વાપરવા નહી, નહીતો બનાવતા શીખો.

તેમજ Asbestos ની કેટલીક ખાણો છે તે ખાણે માંથી Asbustos કાઢી તેના shuts અને તેની pipes તેના Tiles છાપરા ઉપર મુકવાના પતરા જેવા તેમજ સ્લેટ વગેરે બનાવતા શીખો કે યુરોપ અમેરીકાના પતરાં જે છાપરા ઉપર વાપરી તાપમાં હેરાન થતા મટી જવાય અને

તેને છાપરા ઉપર પતરાની જગાએ મુકવાથી છાપરૂં ઘણું સાફ બની શકે છે અને તેની અંદર તાપ લાગતો નથી, વરસાદ પડતો નથી અને પચીસ વરસ સુધી કાંઈ બગડતુ નથી તે કરવા કંપનીઓથી તજવીજ કરો.

દરેક શહેરમાં ચામડા Tanning કરવાની Factory કાઢો અને તમારા ચામડા જે બહાર ગામ જઈ ત્યાં તેના જોડા, પેટીઓ પાકીટો બની એકની દસ ગણી કીંમતે તમો લો છો તો શા માટે દરેક ગામમાં મોટા શહેરોમાં ચામડા ટેનીંગ કરી તેના જોડા પેટીઓ પાકીટો બનાવવાના કારખાના કાઢતા નથી અને આપણી ઓછી મજુરીનો લાભ લઈ ટેન કરેલા ચામડા અને તમારી પેટીઓ બનાવી તમારા જોડા દેશ પરદેશમાં વેચો, મસીનરીથી તમો કેમ લાભ નહી લેતાં માત્ર Rane leather એટલે ૮૦ ટકા જેટલાં અમેરીકાને આપો છો અને ૨૦ ટકા યુરોપને આપો છો તેમ ન કરો અને કારખાના કાઢી તે વાત શીખો અને લાભ લો. ધન તમારે ઘેર છતાં, તમારા બાપદાદાએ ધનના ચરૂ દાટેલા છતાં ઘેરે ઘેર ભીખ માંગતા રહ્યા છો તે ભીખારી વાત કાઢી નાંખી, અલ્યા વીલાઅતી બુટ લાવ એ વાત કાઢી નાંખો અને વીલાયતને ટકર મારે તેવા બુટ ઘેર બનાવી તમો પેહરો ને વીલાયત અમેરીકાને પહેરાવો.

રસાયણ કાચુ તમારે ત્યાંથી ચાક, સીલાક, લાખ,

સરસવ, તલ, એરંડી જાય અને સુધરી તેનુજ વારનીસ, બેલતેલ, વીગેરે ફ્રેન્ચ ચોક થઇને આવે ને એકના દશ ગણા આપો તેને બદલે તે કારખના ખોલી બનાવતા શીખો.

તાતા એકલીજ બનાવી શકે અને તાતા કંપની કાઢે કે તમો બધા પડાપડી કરી જેમ પતંગીઆ દીવામાં પડે તેમ ઝંપલાવી કરોડો રૂપીઆની તે કંપની કાઢે કે તમો રૂપીઆ આપી તેમના શેરો ભરપાઈ કરોછો તો તેવા કારખાના તેઓ જેમ ઈગ્લાંડ, અમેરીકા, જર્મની, ફ્રાન્સથી Expert લાવી કામ કહી રહ્યા છે તે પ્રમાણે તમો સર્વે બીજા ભાઇઓ તમો તમારા પોતપોતાના શહેરના મોટા મોટા ગૃહસ્થોને ઉભા કરી તેવા તેવા કારખાનાઓ દેશના જુદા જુદા ભાગોમાં કાઢી પરદેશથી તે તે કામ જાણનાર Expert ને લાવી કારખાના ખોલો. તમો પણ તાતાના તાતા થઇ દુનીઆને બતાવી શકશો કે લાયકાત તમારી પાસે છે પરંતુ તમો તો સોગંદ ખાઇને બેઠા છો કે હમો બધા નાલાયક છીએ, માત્ર તાતા મુબાઈમાં અને મંગળ ગીરધર અમદાવાદમાં બેજ લાયક છે અને હમો નાલાયક છીએ એવા વિચાર કાઢી નાંખી બહાર નીકળો, તમો સર્વેથી વધારે લાયક છો. તમો ન હો તો શું થયું. તાતા તો જાણતા પણ નથી કે કયું કામ કોણ કરી રહ્યું છે. એ તો તમારાજ પૈસા કામ કરી રહ્યા છે. અને લાયકને લાયક જગા ઉપર રોકી

કામ કરતા શીખો એટલે તમો સર્વે તાતાજ બનશો. ભાઇ, તાતાના કારખાના જો કે તમારા શેરોથી બન્યા છે પરંતુ પારસી કે યુરોપીઅન સીવાય તેઓ કોઇને કારખાનામાં રાખતા નથી. એ વાત પણ તમારા લક્ષમાં નથી એ શરમની વાત છે કે એમના કારખાનાઓમાં હીંદુસ્તાનીઓ તરફ ઐકયતાની ભાવના નથી અને તમામ કારખાના Pro British જેવા છે છતાં તમો તેમને ધન આપી રહ્યા છો એ તમારી કેવળ મૂર્ખતા સીવાય બીજુ નથી. તમારે તો તમારા દેશમાં જેઓ જાતીભેદ ના બતાવે અને દરેક Indians ને કારખાનામાં સરખી દૃષ્ટીથી જુવે તેવા માણસોને કારખાના કરવા તત્પર થાય તોજ મદદ કરવી અને તેમનાજ શેરો ભરવા, શેરો ભરતા પહેલા તેમની પાસેથી તેમના મેમોમન્ડરેમ અને આર્ટીકલ્સ ઓફ એસોશીએશનમાં પ્રતીજ્ઞા પૂર્વક લખાવો કે આ હમારૂ કારખાનું હમારે માટે નથી પરંતુ ઇન્ડીઅન્સ માટે કોઈબી જાતના ભેદ સીવાય સર્વે દેશી બંધુઓના હિત અર્થે છે અને તેમાં કોઈબી જાતની ન્યાત કે જાત તરફ ભેદ દૃષ્ટી સીવાય લાયકને લાયક જગા આપી દરેકને મદદ કરવા ખાતર અને દેશનો ઉદ્યમ વધારવા ખાતર છે તે પ્રમાણેની ભાવના વાળાઓ પાસે તેવી પ્રતિજ્ઞાઓ કરાવી તેમને મદદ કરી કારખાના ખોલાવો. જેઓ સ્વાર્થીઓ હોય અને જાત, ન્યાતનું

)istrinction હોય તેવા માણસને મદદ કરવાનું બંધ
રો ને તેઓ કંપનીઓ કાઢે તેમને મદદ કરવાનું મોકુફ
ખો. અને દેશને બતાવો કે હમો દેશીઓ હમારા દેશની
ાગણી અને હમો દેશી ભાઈઓ તરફ સમાન દ્રષ્ટિ જેની
પછી તે હીંદુ હોય કે મુસલમાન હોય કે પારસી હોય
રંતુ તે તો ઇન્ડીયન છે એવી લાગણી વધારતા શીખો ને
ીખવો. ભેદ ભાવના મટાડો અને તે પ્રમાણે શીખવવું એ
ેર ભરનારાઓનું કામ છે. અને જે જે કંપનીઓમાં ઘણી
ેદ ભાવનાઓ હોય તે માટે શેર હોલ્ડરોએ મીટીંગ ભરી
વા એજન્ટો અને ડાયરેકટરોને ત્યાંથી દૂર કરવા તજવીજ
રવાની જરૂર છે. હીંદુસ્તાન આજ અધોગતીમાં જવાનું
ારણ માત્ર સ્વાર્થી નીચ બુદ્ધિ ઘણાઓમાં રહેલી છે તેજ
. યુરોપમાં કે અમેરીકામાં જરાપણ પોતાના દેશ તરફ
ુદી નજરજ નથી. પહેલા દરરોજ એજ જોવામાં આવે છે
દેશનું શી રીતે કલ્યાણ થાય અને તે બાબત દરેક મોટી
ોટી એસોસીએશનો અને તેજ પ્રમાણે તે તે લોકોનો અવાજ
એસોસીએશન દ્વારા સાંભળવામાં આવે છે.

આ તો હીંદુસ્તાનમાં જ્યારે મીલના મજુરો બાબત
વાલ ઉઠેલો ત્યારે શેર હોલ્ડરો મીટીંગ કરી કોઇ એજ-
ટોને કહી શકયા નહી કે ભાઇઓ, હમારે હમારા બંધુઓના
ાહીથી ૧૦૦ રૂપીઆના શેર ઉપર ૧૦૦ રૂપીઆ નફો લેવો

નથી, એ પ્રમાણે કરવાથી હમારા છોકરા ધનવાન નહીં થાય પરંતુ ઉલટું ગરીબની આંતરડી કકલાવી હમારા પૈસા ચાહે લુંટારૂઓ કે ડાકટરો ખાઈ જશે માટે પહેલા તમામ મજુરો કે એક બાજુએ તેઓ મજુરી કરે છે ત્યારે હમારા પૈસાનું વ્યાજ આજ ૧૦૦ ઉપર ૧૦૦ ટકા મળે છે તો તેમાંથી ૨૫ ટકા તેમના પગારમાં કે તેમની સગવડતાઓ સાચવવામાં આપો અગર તે બાબત એજન્ટો ના માને તો તેમને બતાવવું હતું કે ભવિષ્યમાં હમો તમારૂ મોઢું જોનાર નથી અને તેમના ઉપર કટાક્ષ દૃષ્ટી બતાવી ન્યુસ પેપર દ્વારા તેમની વર્તણુક ગેર વ્યાજબી છે એમ બતાવવું હતું. પણ કોઇ કરી શકયું નહી કારણ કે શેર હોલ્ડરોની પણ એસોસીએશન નહી. માટે દરેક સંસ્થાઓમાં એસોશીએશન જોઇએ. દરેક ગામ તથા શહેરમાં નીચે પ્રમાણેની એસોસીએશન સ્થાપવી જોઇએ.

પહેલા દરેક ગામમાં—

ગામના દરેક જણ જેઓ પાસે ઓછામાં ઓછી ૧૦ વિંઘા પણ જમીન હોય તેવા લોકોની એક સભા—અને બીજી તરફ જેટલો વર્ગ મજુરીઆત હોય તેની એક સભા—એટલે મજુર વર્ગની જે જે હરકતો કે જરૂરીઆત હોય તે તે સભાદ્વારા ગામના લોકોની સભામાં રજુ થાય અને તે બાબત તેમને બંને પક્ષને મળી યોગ્ય વ્યવસ્થા

ભ્રાતૃ ભાવનાથી નીર્ણય કરવા. તેમજ ગામના તમામ લોકોની સભાઓ પોતાની સભામાંથી કેટલાક સભાસદો જેવો ગામના શિક્ષણ ઉપર નજર રાખી શકે તેવા હોય તેમને ગામના બાળકોને શિક્ષણ બરાબર મળે તેથી એક સભ્યોની સભા મુકરર કરવી, તેમજ ગામના તે સભ્યો મધ્યેથી જેવો ધર્મની બરાબર લાગણી રાખી શકતા હોય તેમને ગામના દેવાલયો તેમજ ગામમાં દરેક ધર્મ તરફ ધર્મ નીતી અનુસાર વર્તન ચલાવે છે કે નહી તેનો નિર્ણય કરી શકે તેમજ.ગામના તમામ સભ્યોએ મળી ગામની સીમ કેમ સાચવવી અને ગામના લોકોનું ચોરી વીગેરેથી કેમ રક્ષણ કરવું, અને આગ ગામમાં લાગે તો દરેકે કેમ મદદ કરવી તે બાબતનો નિર્ણય કરી એવો ઠરાવજ કરવો કે કોઇ રીતની ચોરી કે આગની બુમ થાય કે દરેક આદમીએ બ્યુગલના અવાજ સાથે મદદ કરવા આવવું અને તેમ કરવામાં ચુક કરે તો તે ગામની સભામાં સભ્ય રહેવા લાયક નથી એવી રીતે કામ કરવાની જરૂર છે. તેમજ ગામની તકરાર એક બીજા વચ્ચે હોય તો તેજ તમામ સભ્યોની સભામાં વધુ મતીએ નીર્ણય કરવાનો અને તેજ પ્રમાણે બીજાઓએ માનવુ આ પ્રમાણે વર્તન ચલાવવાથી દેશમાં પ્રેમ વધશે અને લડાઇ, ટંટા ભેદ મટશે તોજ સુખી થશો. તમારો એક બીજા તરફ જ્યાં પોતાના બંધુ જેવો પ્રેમ થવાની લાગણી પેદા થઈ કે એમ જાણજો કે

તમારા ધંધામાં ખેતીમાં વેપારમાં તરતજ સુખ આવશે અને તમારી તકરારો મટી ગઇ અને પછી તમો હીંદુ કે મુસલમાન હો પરંતુ ગામના એકજ કુટુંબના છો, એકજ ઇશ્વરના બચ્ચા છો, આ ભાવના થઇ અને એક બીજા તરફ પ્રેમ વધ્યો કે પોલીસ કે સીપાઈ કે ચોર કે કોઇ તમને દુઃખ દઈ શકશે નહી, તમારા ખોટા ખોટા કજીઆઓથી વકીલ કે કોરટ ધન ખાઈ જશે નહી અને જેટલા કજીઆ ઓછા કરશો તેટલાજ વધુ સુખી થશો. નહિ તો હેરાન થઆ છે એથી વધારે થશો અને સુખની આશા કજીયાથી સારૂ થશે એમ રાખતા નહીં. જે ફેસલો તમારા ગામના સહ્યોજ કરે તેજ તમારે સર્વેએ માન્ય રાખવો પછી ખોટો કે ખરો હોય તોપણુ ઈશ્વરનો ફેસલો છે. પંચે કર્યું તે પરમેશ્વરે કર્યું એમ જયાં માનતા થયા કે સ્વર્ગ તમારે ઘેર ઘેર થઇ રહેશે અને દુઃખને બદલે આનંદ પ્રવર્તશે ને જાણે સતયુગજ આવ્યો એમ થશે અને વરસાદ બરાબર થશે. જુઠાણુ ગયું ને દ્વેષ ગયો કે કોલેરા, પ્લેગ, તાવ, ઇનફ્લ્યુએન્ઝા જડ મુળથી જતો રહેશે, અને તમને તમારા છોકરાઓ કેમ સારા હુશિયાર મજબુત બનાવવા, તમારા ઢારો કેમ સારા બનાવવા, ખેતી કેમ સારી બનાવવી, તમારા મકાનો સ્વર્ગ જેવા કેમ બનાવવા, તમારા કુવાઓ સ્વચ્છ કેમ બનાવવા, તમારા રસ્તાઓ સારા કેમ કરવા, એક બીજાના દુઃખ

પ્રસંગે કે મરણું વખતે કેવા ભાવથી મદદ કરવી તે સમજાશે અને જે માણુસ ગામની સભાની બહુ મતીથી ના ચાલે તો તેની સાથે નો વહેવાર ગામના લોકોએ ના રાખવો એટલે કોઇ ગામમાં મૂર્ખ બનશે તો એની મેળે ઠેકાણે આવશે. પરંતુ જ્યાં સુધી ગામ બહાર આ પ્રમાણે આપણે મેળ કરી નહી શકીયે ત્યાંસુધી દુનીઆના કોઇ ભાગમાં આપણું માન આલોક પરલોકમાં નથી અને ઇશ્વરની મદદ પણ નહી મળે. ભાઇ, ગામમાં દરેક ચીજો જોઇએ તે બનાવવાની કોશીસ પણ ગામ લોકોથીજ કરી ગામનો ઉદ્યમ વધારો ને હાય હાય મટાડો તોજ સારૂ થશે પરંતુ ગામવાર ઐકયતા જોઇએ. જુદાપણું બહુ વરસ આપણે અનુભવ્યું અને તેને પરીણામે એ દશા ઉપર આવ્યા કે માણુસ માત્ર શરીર રહ્યું અને કુતરા માફક દરેક જણ હડે હડે કરે છે છતાં શરમ ન આવે તો હવે આપણે માણુસ કહેવાવા લાયક નથી એમ જાણવું. પરંતુ આ બધાનો ગુરૂ મંત્ર માત્ર એકયતા અને સંપ છે. કુસંપ કાઢી નાંખો, દ્વેષ કાઢી નાંખો, નીંદા છોડીદો અને પ્રેમ અને ભ્રાતૃ ભાવના જેમ બને તેમ વધારો. જલદી વધારો, બીજો ઉપાયજ નથી. મેં યુરોપ અમેરીકાની ઉન્નતી જોઈ. ત્યાં કાંઇ ઉપરથી ધનનો વરસાદ આવતો નથી. પરંતુ દરેક આદમી સ્વર્ગ જેવા મકાનમાં રહી સ્વર્ગના વૈભવ ભોગવી રહ્યા છે. દીન પ્રતિદીન એક

એક નવી શોધ તેમને જડે છે તેનું કારણ તેમની એકયતા, એક બીજા ઉપર વિશ્વાસ અને દરેક કામ તરતજ નવુ જડયું કે કંપની કાઢી રાત દીવસ મજુરી કરી પોતાના દેશને કેમ ફાયદો થાય, પોતાના બંધુઓ કેમ સુખી થાય તેજ ગોઠવણ કરી રહ્યા છે તેથી ત્યાં જો કે ગાયો મારીને ખાઇ જાય છે, માંસ ખાય છે છતાં સુખી દરેક રીતે, તન, મન, બળથી છે અને ધનથી છે, તે દેશમાં અનાજ આપણા જેટલું પાકતું નથી છતાં કોઈ દીવસ દુકાળ છે એમ જાણતાજ નથી. આપણે એકયતા શીખી એક બીજાને મદદ કરી ઉદ્યમો કરતા શીખીએ તો કાલે સવારે આપણે પણ દુકાળ, કે પ્લેગ કે કોલેરાને દુર કરી શકીએ તેમ છે પરંતુ આપણા સર્વે ગામના કે શહેરના કે દેશના ભાઇઓ તરફ પ્રેમ ભાવના હોવી જોઇએ. હું ગામમાં મોટો ને બીજો નાનો તે વાત જતી રહેવી જોઇએ હું ગામમાં ધનવાન એટલે મારે મારા ગામના લોકોની સેવા વધારે બજાવવા સારૂજ મને ધનવાન કે મોટો બનાવ્યો છે એમ ફરજ એક બીજાએ પોતપોતાની સમજવી જોઇએ અને એક બીજા તરફની ભેદ ભાવના વેરભાવ ભુલી જવું જોઇએ ત્યારેજ પ્રજા બનાય છે. આખા ફ્રાન્સમાં, કે જર્મનીમાં કે ઇંગ્લાંડમાં કે અમેરીકામાં એમજ ભાવના છે એટલે પોતાના દેશમાં જરા દુઃખ આવ્યું કે તમામ હું

ગ્રેજ છું હું ફ્રેન્ચ છું, જર્મન છું, અમેરીકન છું, એમ કહી તમામ પોતાના દેશ સારૂ એકત્ર બની જાય છે- આપણુને શરમની વાત છે કે આપણે બધા હું હીંદુસ્તાની છું, હીંદુસ્તાન મારો દેશ છે, હું ઇન્ડીઅન છું, એવી લાગણી નથી. આપણે કહે હું હીંદુ છું, તું મુસલમાન છે, તું ઢેડો છે, તું ઘાંચી છે એ વાત મનમાંથી કાઢી નાંખો. જેમ જેમ આપણે ભેદ કરતા ગયા તેમ તેમ ઈશ્વર આપણાથી વેગળા ગયા અને જે સિધાંત આપણા ધર્મનો કે ઈશ્વરે પોતે ગીતામાં કહેલું કે.

મમ અંશે જીવ લોકે જીવ ભૂત સનાતના, પ્રાણીમાત્ર જીવો મારો અંશ છે, તેમજ ઇશ્વરસ સર્વ ભૂતાનાં હૃદદેશે અર્જુન સીષ્ઠતિ, મ્હામયો સર્વ ભુતાની યંત્રારૂઢાનીમાત્રમાં એ પ્રમાણે ભગવાને ગીતામાં કહેલું કે ભાઈઓ, પ્રાણીમાત્ર ભુતોને બનાવી હું તેમના હૃદયમાં રહ્યો છું અને તેમને તેમના કર્મ અનુસાર હું ભમાવી રહ્યો છું; હવે જ્યારે પ્રાણી-માત્ર ભુતોમાં ઈશ્વરજ રહ્યા છે અને તેમનેજ જ્યારે જુદા જુદા શરીરો બનાવી તેમને જેવા જેવા શરીરોમાં રહેવું પસંદ પડયું તેમાં પોતેજ રહી અનુભવ લઇ રહ્યા છે તે વાત આપણે ભુલી જઈ જાણે આપણે એક બીજાથી જુદા આપણી મળે બ્રાહ્મણ, ક્ષત્રી, વાણીઆ, મુસલમાન, હિન્દુ બન્યા છીએ એમ માનવાનું નથી પરંતુ ચાર જાતિ અસલથી તેમના જુદા જુદા કામો માટે બનાવેલી પરંતુ

તે બધા એકજ ઈશ્વરના બચ્ચા અને તેમાં કાંઇ શરીર કે અંદરના આત્માથી ભેદ નથી. એમ આપણા વેદાંતે ગાઈ બજાવી કહ્યું. ગીતામાં પણ તેમજ કહ્યું; પરંતુ જેમ જેમ આપણે બહુ ભેદ ભાવના કરી આપણે એક બીજા તરફ તીરસ્કાર કરવા માંડયો એટલે પરમાત્મા યવન રૂપે થઇ યવનાચાર્ય પહેલા થઇ આપણા પર મુસલમાન શરીરથી રાજા થયા, અને જોઇએ તેટલું દુઃખ ભેદભાવનાથી ભોગવ્યું છતાં હજુ આપણે આ નીચો ઉંચો ગણી તેની તરફ જેટલો તિરસ્કાર બતાવવા માંડયો તેટલા વધારે પોતે કિરસ્તાન રૂપે બની ઇંગ્રેજ રૂપ સહીત લાલ મોંના બની આપણા રાજા થયા, બુદ્ધિમાન થયા, કળા કૌશલ્યા વાળા થઇ આપણને ગુલામ બનાવ્યા છતાં હજુ આપણને એ ભેદ ભાવના છોડી દેવાની લાજ આવતી નથી અને પરિણામ એટલું બધું ભેદ ભાવનાથી આવ્યું કે બુદ્ધિહીન, કલાહીન, જયાં યાં માર ખાવાનો ને યવનોના ગુલામ બન્યા અને રાજા તો તેજ બન્યા, મોટી પદવી તેમને મળી. જો ભેદ હજુ નહી છોડો તો આખી જગ્ત જે ઇશ્વરની છે અનેં જે ઇશ્વરની અંદર છે અને સર્વે ઇશ્વરજ છે જેને માટે નરસીંહ મહેતાએ પણ કહ્યું કે—

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરી જુજવારૂપથી અનંત ભાશે—કે હે પ્રભુ ! આખી જગતમાં તુંજ છે અને દરેકરૂપે

તમે જુદા જુદા દેખાઓ છો તો યવનરૂપે કે ઇંગ્રેજરૂપે નારાયણજ થઇ આપણા ગુરૂ થઈ બેઠા છે. અને તેઓ ઢેડ ભંગ્યાને અડકે તેમને આપણે અડકીએ અને માન માનીએ છિએ તે એટલે સુધી કે આજે કલેકટર સાહેબે મારી સાથે સેકન્ડ કરી અને ગવર્નર સાહેબ મળે ને સેકન્ડ કરે તો મહાંન ભાગ્યશાળી માનીએ તે ઢેડાને અડકે રાખે અને આપણે ઢેડા તરફ તીરસ્કાર કરી બુદ્ધિની વાતો કરીએ. મુસલમાન ઢેડાને રાખે તેમને આપણે નોકર રાખીએ અને અડકીએ તેના તરફ તીરસ્કાર નહી ને મડદું ઉંચકીને આવી આપણને અડકે તો પણ પવીત્ર કારખાનાઓમાં પાણીના વોટર વર્કસ ઉપર બરફના કારખાનામાં ઢેડા નોકર તે આપણાથી ખવાય પરંતુ ઢેડાને અડકવામાં આભડછેટ તેની સાથે આપણા ગુજરાતીના ન્યુસપેપરમાં ગાંધીજી સામે કટાક્ષ તા. ૧૯ ડીસેમ્બર ૧૯૨૦ના અંકમાં છે, પરંતુ તેઓ સાહેબને કોઇ શાસ્ત્રીનું જ્ઞાન હોય એમ જણાતું નથી. ભલે શાસ્ત્રમાં હોય તો પણ તમારી વાત તો ક્યારે માનીએ કે દરેક વાત શાસ્ત્ર પ્રમાણે ચાલો તો પછી સાવ શાસ્ત્ર મુજબ મનાશે નહી તો જુઠું બોલવું, ચોરી કરવી, એક બીજા તરફ દ્વેષ કરવો, નીંદા કરવી, ધૈર્યતા ન રાખવી, ભાવી પ્રમાણે બને છે છતાં નાસ્તીકતા દેખાડવી, વહેમ રાખવા, ક્ષમા ન રાખવી, ક્રોધ કરવો આ બધું શાસ્ત્ર પ્રમાણે

હુશે અને ઢેડાને અડકવું ત્યાંજ માત્ર શાસ્ત્રાર્થજ ને શાસ્ત્રની વાત કરો ત્યારે દરેક કામ તમારા તે મુજબ હોવા જોઇએ નહી તો એક વાતમાં શાસ્ત્ર અને બીજી વાતમાં નહી. દવા પીવાય, ઇસ્પીતાલમાં પખાલીનું પાણી પીવાય ત્યાં ઢેડા નોકર ચાવે અને બીજી વાતે ઢેડાને અડકવાથી, અડકાયલી સ્ત્રીનો દાખલો આપવો એની અંદર પણ મુસલમાન કે અંગ્રેજ અટકાવ પાળતા નથી તેમને અડકીને તમો કેમ નહાતા નથી તેમજ જે ઢેડા કીરસ્તાન બને છે તેને અડકી કેમ નહાતા નથી. ત્યાં તમારો શાસ્ત્રાર્થ કયાં જાય છે. જો ધર્મશાસ્ત્ર પ્રમાણે હીંદુસ્તાનમાં વર્તન ચાલતું હોત તો હીંદુસ્તાનમાં દુઃખ હોતજ નહી પરંતુ એક વાત જ્યાં જરૂરીઆત જણાય ત્યાં ધર્મનો બાધ નહી. અને ઢેડાને અડકવાની જરૂર નથી એટલે ત્યાં બાધ ને ત્યાં ધર્મનું બહાનું. કોઈ પણ દેશમાં આજ ધર્મ–પ્રમાણે વર્તન ના થતું હોય તો આપણા હીંદુસ્તાનમાંજ ધર્મ પ્રમાણે વર્તન નથી નહી તો યતો ધર્મો સ્તતો જયઃ તે પ્રમાણે હીંદુસ્તાનમાં જય જયકાર થવું જોઇએ તેને બદલે આખી દુનીઆનું દલદર હીંદુસ્તાનમાં, ગુલામગીરીની બેડીમાં તેત્રીસ કરોડ બુદ્ધીહીન, બળહીન, કળાહીન, ધનહીન, અને આપણે ત્યાંજ દુકાળ, પ્લેગ, કોલેરા ઇનફ્લ્યુએન્ઝા ટુંકી આયુર્દા એનું કારણ કે આપણે ત્યાં ધર્મજ પળતો નથી માટે ધર્મની

વ્યાખ્યા તો મનુ મહારાજે સમજાવી છે તેનું નામ ધર્મ કહેવાય અને તે પ્રમાણે જે પ્રજા કે વ્યકતી કે જાત કે દેશ વર્તન કરે તેજ પ્રજા કે દેશ કે વ્યક્તીમાં ધર્મ છે એમ કહેવાય અને જ્યાં તે મુજબ વર્તન છે ત્યાંજ યતો ધર્મો સ્તતો જયઃ ત્યાંજ જય છે તો હવે આપણે મનુ મહારાજે કહેલી ધર્મની વ્યાખ્યા જોઇશું. તેઓએ કહ્યું છે કે ધર્મ કોનું નામ—

ધૃતિ, ક્ષમા, દમો, સ્તેયં, શૌચં, ઇંદ્રીયનીગૃહં
ધીર, વિદ્યા, સત્યં, ક્રોધં દશકં ધર્મ લક્ષણાઃ

જે વક્તી અગર પ્રજામાં ધ્રુતિ કહેતા ધીરજ હોય તો તે પહેલું ધર્મનું લક્ષણુ છે. હવે ધુંડી કહાડો કે આપણા દેશમાં ધૈર્યવાન્ ધીરજ રાખનારા સેંકડે કેટલા એટલે પહેલુંજ પગથીઉં ધર્માચરણનું દેશમાં નથી તો જયની શી આશા ? હવે ઇંગ્રેજ, જર્મન, અમેરીકન ફ્રેન્ચને લો, ધીરજની સીમા કે છેડો નથી અને તેથી તે પ્રજામાં ધીરજનું લક્ષણુ હોવાથી તે ધર્મ પાળે છે પછી જાણે કે અજાણે અને તેથી સુખી છે. હવે બીજું લક્ષણુ ધ્યાનમાં લો એટલે કે ક્ષમા જેનું નામ ઇંગ્રેજીમાં Toleration કહેવાય છે તે લક્ષણુ સેંકડે હીંદુસ્તાનના લોકોમાં કેટલામાં છે તે તપાસો તો હજારો લાખોમાંહે કોઇકજ સહનશીલતા વાલો પુરૂષ જણાશે અને તે બાબતે ઇંગ્રેજ જર્મન

કે અમેરીકનમાં જુવો કેટલી સહનશીલતા છે. લાખો વીમાનમાં સ્ટીમરમાં મરે કે હજારો ગમે તેમ થાય પરંતુ જરા મીજાજ ખોતા નથી એ બીજું લક્ષણુ અનાયાસે એ પ્રજાઓ પાળી રહી છે ને સુખી છે. ત્રીજું "દમો" એટલે બહારની ઈંદ્રીઓ ઉપર કાબુ. આપણા હીંદુસ્તાનીઓમાં સેંકડે કેટલાની બહાર ઈંદ્રીઓ ઉપર કાબુ છે અને તે પ્રજામાં કેટલો છે એટલે જણાશે કે ધર્મ કઇ પ્રજા પાળે છે " સ્તેયં " ચોરી ન કરવી એ વાત તપાસો તો આપણા દેશી ભાઇઓ એક બીજાને ઠગવા પ્રયત્ન ન કરતા હોત અને નાની નાની નજીવી બાબતમાં ચોરીનો સ્વભાવ ન રાખતા હોત તો આજ દેશ કેટલી ઉન્નતિ પર હોત અને એક બીજાના ઉપર વિશ્વાસથી કામ કર્યા જાત તો આ કોરટો કચેરીઓ ખાલી પડી જાત. હવે એ પ્રજા એટલે દરજ્જે ઉંચે સાધારણ ચોરી નહિ કરવામાં ચઢી છે કે તારના હીસાબ મહીને થાય, વગર રસીદે રજીસ્ટર થાય, હોટલોમાં અગર મજુરોને પોટલા આપવાથી તે ઘર સહી-સલામત આવે, દરેક સ્ટેશન ઉપર સામાન મુકવાની રૂમો રાખેલી છે એટલે એક જગાએ પોટલા મુકી ગામમાં જઇ પાછા આવવું હોય તો સ્ટેશન પરજ પોટલાં સોંપી દેવા તો તેમાંથી કાંઇ જશે નહિ. હીંદુસ્તાનમાં તેવી વ્યવસ્થા નથી કારણુ કે ચોરી ઘણે ભાગે માટે તે પણ

લક્ષણુ આપણામાં નથી તે મેળવવાની જરૂર છે. હવે "શૌચ" પવિત્રતા. પવિત્રતાનું પહેલું લક્ષણુ તમારા શહેરના રસ્તાઓ ચોખા જોઇએ, તમારા મકાનો ચોખા જોઇએ, તમારા કપડાં ચોખા ધોયલાં જોઇએ, બહારની તમામ સ્વચ્છતા જોઇએ તે તો છે નહિ એટલે પછી ઢેડાને ન અડકવું ને આપણે એક બીજાને અડકવું તો જે માણસ કપડાથી સ્વચ્છ ન હોય, શરીરથી સ્વચ્છ ન હોય, ઘરમાં સ્વચ્છતાથી રહેતો ન હોય મહોલ્લા કે શહેરના ભાગોને જે માણસો સ્વચ્છ રાખતા ન હોય તો તેમનામાં અને ઢેડા કે ચાંડાલમાં કશોજ ફેર ગણવાનો નથી માટે તે લક્ષણુ પણુ આપણામાંથી જતું રહ્યું છે અને પરીણામે ગંદકી કરવાથી પ્લેગ અને કોલેરાએ હીંદુસ્તાનમા મકાન બાંધી પડાવ નાંખ્યો છે અને કરોડો જીવો દર વરસે ખેંચી જાય છે છતાં આપણા ભાઇઓ એકત્ર થઇ પવિત્રતાના નીયમોથી રહેવાનું ,સ્વચ્છતાથી રહેવાનુ દેશના બંધુઓને શીખવી તે પ્રમાણેની સેનીટેસનની ગોઠવણુ મ્યુનીસીપાલીટી અગર સ્વયં સેવકોદ્વારા તમામ એકત્ર મળી નહી કરે અને પોતાના મકાનો અને રહેવાની ઢબમાં ફેરફાર નહિ કરે, પોતાના મહોલાઓ અને રસ્તાઓ સ્વચ્છ રાખવા, પાણી પીવાના સાધનો, અને કપડા મોટી મોટી નદીઓ વહે છે છતાં ચોખા રાખવાનું નહી શીખે, સૂર્ય નારાયણુ બાર કલાક પ્રકાશ આપી રહ્યો છે છતાં

તેનું અજવાળું નહી લેતાં શીખે તેમજ સાંકડી ગલીઓમાં ગલીચીમાં રહી સૂર્ય પ્રકાશ લેવાના વેન્ટીલેસનો બનાવી ઘર બાંધવામાં અને રહેવામાં સુધારા નહિ કરે અને રસ્તા મોટા પહોળા કરી તે પ્રમાણે વસવાટ કરવાની ગોઠવણો નહિ કરે અને ગંદા પાણી અને મેલ બાબત યોગ્ય સગવડો ગટરો બરાબર કરી સાયન્ટીફીક સુધારા કરી શહેરો, ગામ, મકાનો સુધારી સ્વર્ગ જેવા બનાવી રહેવાની તજવીજ ન કરે ત્યાં સુધી હમો ધર્મ પાળીએ છીએ અને ઢેડાનેજ અડકવાથી અભડાઇએ છીએ, આ વાત એક બાળકને છેતરવા જેવી છે. પ્રભુ નહિ છેતરાય અને તેથી જ્યાં સુધી એ પ્રમાણે આપણે ઇંગ્લાંડ, ફ્રાન્સ, જર્મની, અમેરીકા જાઓ જુવો—લોકો કેવા મકાનમાં, કેવા રસ્તા બાંધીને પોતાની તમામ સગવડો કેવી સ્વર્ગ તુલ્ય બનાવી પોતે નીવાસ કરી રહ્યા છે અને સુખ ભોગવી રહ્યા છે કે ત્યાં પરમાત્માની મગદુર નથી કે તેમને પ્લેગ અને કોલેરાથી મારે પરંતુ તે તો ભાવીક આપણા હીંદુસ્તાનના પવિત્ર પોતાને માની રહેલાઓને સારૂ આવા દુષ્ટ રોગો ઘર કરી રહ્યા છે અને તે બાબતનો વીચાર દેશમાં આવતોજ નથી અને હજારો પોતાના કાજગરા સંબંધીઓનો નાશ પોતાની રૂબરૂ થયલો દર વરસે જુવે છે છતાં તમામ બંધુઓ જાગૃત થઇ એ ધર્મની વ્યાખ્યા સમજવા તજવીજ કરતાજ નથી અને એ વાત એટલે

બધે દરજે વલ્લભાચાર્ય મહારાજે સ્વચ્છતાથીજ રહેવા શીખવેલી કે વીના સ્નાન કોઇને અડકી ભોજન થાય નહિ, લુગડાં પણ પવીત્ર પહેરવાં, કોઇનું પકાવેલું અન્ન પણ જમવું નહિ, સમર્પણપણાથી રહેવું વીગરે એ બધું સ્વચ્છતાના નીયમ ઉપર એકજ વાત ધર્મની વ્યાખ્યામાંથી લઇ વૈષ્ણવ ધર્મ સ્થપાયલો પરંતુ તે પણ જતી રહી અને હડહડતા વૈષ્ણવના ઘરમાં આજ દેશમાં જઈએ તો પણ ત્યાં ભલે તે જાતે સ્નાન કરી બેઠો હોય પરંતુ ઘરમાં તો દુર્ગંધીજ હોય, છોકરાઓએ ગંદકી મુત્ર વીષ્ટાની ઘરમાંજ કરી હોય, ખાળની મોરીના પણ ઠેકાણા નહિ, આનું નામ ધર્મ હોત તો દુઃખ હોતજ નહિ પરંતુ ધર્મનું નામ બહાનું છે, આચરણમાં તો ઇંગ્લાંડ, ફ્રાન્સ, જર્મની અમેરીકામાં સ્વચ્છતાનો ધર્મ છે કે જ્યાં રસ્તાઓ જુવો, મહોલાઓ જુવો, ગટરો જુવો, મકાનો જુવો, એમના પાયખાના જુવો, જેમાં દુર્ગંધનું નામ પણ નહિ, એમના કપડાં જુવો જેના ઉપર ડાઘ પણ નહિ. તમારા કપડા ગંધાતા જુવો તેનું કારણ એજ છે કે તેઓ દરેક જાતે મહેનત લઇ પોતાના મકાનો સાફ કરવા દરેક કાળજી રાખે છે, પોતાનાજ ઘરમાં કપડાં ધોબીની પેઠે ગરમ પાણીથી સાબુથી ધોઈ અસ્ત્રી જાતે કરે છે, પોતાના દરેક મકાનોમાં ગટરની સવડ રાખેલી છે અને તે ઉપરાંત શહેર અને રહેવાના મહોલ્લા સાફ રાખવા

તથા ગટરો કરવા સેંકડે ૩૩ ટકા પોતાની પેદાશ અને ભાડામાંથી મ્યુનિસિપાલીટીને કર આપે છે તે ઉપરાંત પાણીનો કર જુદો, વીજળી ગ્યાસનો કર જુદો. આપણા દેશમાં સેંકડે કોઈ એક ટકો પણ ટેક્ષ આપવા ખુશી નથી. ભલે કાશગરા દીકરા કે બૈરાં કે આખો દેશ મરી જાય પરંતુ પૈસાનું પોટલું એમના બાપદાદા બાંધી લઇ ગયા ને એ પણ લઈ જવાના એટલે ગમે તે થાય, મરી જવાય તે હા પરંતુ ઈંગ્લાંડ કે ફ્રાન્સ જર્મની કે અમેરીકાની પેઠે મ્યુનીસીપાલીટીને ૩૩ ટકા પોતાની કમાઇ કે આવકમાંથી કર આપી એ વૈભવ ભોગવવો નથી એટલે કોઇબી રીતે દેશ કે શહેર સુધારી શકે નહિ અને જ્યાંસુધી આપણા વીચારજ મોટા નહિ થાય ત્યાં સુધી ધન પણ નહિ મળે. કરોડો રૂપીઆનું બળીદાન આ મહાન યુરોપી યુદ્ધમાં થયું પરંતુ એમની ઝાહોઝલાલી પાછી તૈયાર થવા માંડી. તમો જે દીવસે પરોપકારી વૃત્તિથી, દેશ સેવામાં, તમારા શહેરની સેવામાં ધન આપવા કે ટેક્ષ આપવા ખુશી થયા કે તરતજ પૈસા કેમ પેદા કરવા તે તમને ઇશ્વરજ સુજાડશે. હીંદુસ્તાન જેવો ફલદ્રુપ અગર રસાલ સર્વ સમૃદ્ધીથી ભરપુર, જ્યાં રૂ, ઉન, જયુટ, રેશમ થાય છે, જ્યાં જોઇએ તેટલી વનસ્પતીજ, સાગ, સીસમ, સુખડ વીગેરે અનેક ઝાડોના વન, જ્યાં જોઇએ તેટલા ફળ, ફુલો, જ્યાં કેરી થાય

જે આખા યુરોપ અમેરીકા ખંડમાં પણ નથી થતી, જ્યાં આપણા દેશમાં લોઢાની, કોયલાની, ત્રાંબાની, રૂપાની, સુનાની ખાણો છે; જ્યાં હીરા, મોતી, માણેક, પન્ના, અબરખ, કેશર, કસ્તુરી, હાથી મસાલા, તેજાના આજે મોજુદ છે, જ્યાં મોટી મોટી પવીત્ર નદીઓ ગંગા, જમના, ગોદાવરી, નર્મદા, સીંધુ, કાવેરી, તુંગભદ્રા, કીષ્ણા વીગેરે વહી રહી છે જ્યાં મોટા મોટા આબુ, ગીરનાર, વીંધ્યાચળ, હીમાલય, સુમેરૂ જેવા પર્વતો પાસાણ આરસપાણના પહાડો છતાં, દર વરસે કોટી કોટી મણ અનાજ પાકતાં છતાં દેશના લોકોમાં મોટે ભાગે પુરૂં ખાવા કે પહેરવા વસ્ત્ર પણ ના મલે તેનું કારણ માત્ર નજર નીચી અને ધર્મ પ્રમાણે વર્તન નહિ. ધર્મ મનુની વ્યાખ્યા પ્રમાણેનો અને દુઃખજ માત્ર ભોગવવાનું રહ્યું માટે બંધુઓ ! આ નીયમ પણ પાળવા કોથળી છોડાય અને પોતાના પેસા પૈસાદારોને ભાગે વધુ આપવાના ઠરે પરંતુ તે ધન દેશની સ્વચ્છતા વાપરવાને માટે એક મહાંત દેશ સેવા છે અને હજારો જીવો મરતાં બચે તેમ છે. એના સિવાય બીજો શું ધર્મ ? જો આપણા જેવો વિચાર ઈંગ્લાંડ અમેરીકા કે ફ્રાન્સ જર્મનીના લોકોમાં રહ્યો હોત તો આટલા ભવ્ય મકાનો ને ભવ્ય રસ્તાઓ અને અંદર ગ્રાઉન્ડ રેલ્વેઓ, એલીવેટર રેલ્વેઓ દરેક ગામેગામ ગટરો, દરેક ગામેગામ વીજળીની રોષનીઓ, દરેક ગામેગામ

ટ્રેનો, ટ્રામો હરેક જાતની સગવડો થાતજ નહિ અને ચાલીસ, પચાસ કે પંચાવન મજલાઓના ઘર પણ બંધાતજ નહિ. જહાં કરોડો રૂપીઆ દર મહીને પેદા કરનારા છે તેમને તે પ્રમાણે કેટલો કર આપવો પડે છે તેનો વિચાર કરો પરંતુ તેઓ જેમ જેમ આપતા જાય છે તેમ તેમ તેમને વધુ મલતું જાય છે. આપણે તો વાપરવુંજ નથી તો પછી મળેજ શાનું ? કુવાના પાણી જેવો હીસાબ છે. જો કુવામાંથી રોજ પાણી કાઢો તો તેટલું પાછું આવશે અને જો નહીજ કાઢો તો કાંઇ વધવાનું નથી તેમજ ધન દેશની આબાદીની કે સેવામાં કોઈબી રીતે સ્વચ્છતાના નીયમો સારૂ વધુ ટેક્ષ આપી તે રસ્તે ચાલશો કે તે ધર્મ છે એટલે ધન આવીજ મલશે. પહેલા બુદ્ધી જે જડ થઇ ગઈ છે તે ચેતન થશે અને ઉદ્યમ દેશમાં સુઝશે ને ધન થશે નહી, તો પછી હાય હાય કર્યાંજ કરો, હાય હાયજ રહેવાની.

હવે ઇંદ્રિયનીગ્રહ એટલે અંદરની ઇંદ્રીઓ ઉપર કાબુ રાખવો તે પરંતુ તે ક્યાં છે ? જો તે હોય તો હીંદુસ્તાનના લોકો કાલેજ વૈભવ ભોગવે પરંતુ તે કયાં છે.

ધીર એટલે ખંતથી કામ કરવું તે પણ કયાં છે. કામ કરવા માંડયું ને જો વરસ છ મહીનામાં નફો ન થયો કે કામજ છોડી દો. ભાઇ, ખેતી પણ થતા વરસ જોઇએ છીએ. કેરીના ઝાડને કેરી થતાં પાંચ વરસ જોઇએ છીએ.

અંગ્રેજો કેટલા વરસ થયા એરોપ્લેનની ટ્રાયલ કર્યાં કરે છે, કેટલા વર્ષ Wireless Telegraph ની ટ્રાયલ કરી પરંતુ હજુ આખી દુનીઆમાં હવા ઉડવાને ફત્તેહમંદ નીવડયા નથી કારણ કે વખતનું કામ છે. જે કામ આરંભો તેમાં ભલે તુરત નફો ન મળે પરંતુ ઇશ્વરના ઉપર ને કામના ઉપર ધીરજ હશે તો એક વરસે નહી તો બે વરસે પાંચ વરસે પણ જરૂર ફત્તેહ છે. આપણે વીચારો તેત્રીસ કરોડ આદમી પૈકી કેટલી સ્ટીમરો સમુદ્રમાં ફરે છે. ભાઇઓ વીચારો જે આપણા દેશથી હજારો મોટા મોટા સફરી વહાણો યુરોપ આફ્રિકા પહેલાં જતાં તે મુજબ હવે જ્યારે સ્ટીમરો નીકળી તો તે પ્રમાણે સ્ટીમરો કરવાનું શરૂ કરો.

વિદ્યા જે ધર્મનું લક્ષણ છે તો તે સાયેંટીફીક વિદ્યા આપણા દેશમાં જે મહાન્ત મંત્ર વિદ્યાઓ હતી તે બીજાને નહિ શીખવવાથી ગઈ છે તો હવે પરદેશીઓ પણ આપણને શીખવતા નથી અને આપણા કરમોનો બદલો ઇશ્વરે આપ્યો છે કે આપણે બધા એક બીજાને નહિ શીખવવાથી જેમની પાસે હતી તે મરી ગયા તેમની સાથે ગઇ અને બીજાને સીખવી નહિ એટલે આપણને બીજાઓ સીખવતા નથી અને હડે હડે કરે છે માટે ભાઇઓ, હવે જે દેશ જેવો કે જર્મની શીખવવા હીંદુસ્તાનને તૈયાર છે, અમેરીકા તૈયાર છે, ફ્રાન્સ તેયાર છે, જાપાન તેયાર છે, ઇંગ્રેજો નથી તો

જે જે દેશમાં વિદ્યા મળે ત્યાં જઇ તેમના મિત્રો બની શીખી લાવો ને દેશના હજારો બાળકોને શીખવો. તે દેશમાં મોટરીંગ સ્કુલો, એવીએટીંગ સ્કુલો, એટલે વીમાન; મોટર ચલાવવાની સ્કુલો, નેવીની સ્કુલો દરેક માઈનીંગ, વીગેરેની સ્કુલો તે શીખી આવો. હીંદુસ્તાનમાં માઇનીંગ, ઇલેકટ્રીકટ, મીકેનીક, મોટરીંગ, એવીએટર, બેન્કીંગ, જર્નેલીઝમ, ઇકોનોમીક, સાયન્સ, મસીનરી એ દરેક ઉદ્યમો શીખી આવો ને તે પ્રમાણે શીખી બીજા હજારો વિદ્યાર્થીઓ બનાવો. ઓછામાં ઓછા દર વરસે એક હજાર છોકરાઓને અમેરીકા મોકલો કારણ કે ત્યાં ઈંગ્રેજી ભાષા છે ને ત્યાં જેને જે લાઈનનો શોખ હોય તે શીખી આવે. જર્મની, અને ફ્રાન્સમાં તે ભાષા શીખ્યા વગર કાંઈપણ શીખવા જવું નકામું છે તે ભાષા આવડી હોય તોજ ત્યાં શીખવા જવું નહિ તો નહીં, માટે તે વાત ધ્યાનમાં રાખી જેને તે ભાષા આવડે તેને શીખવા જવું. જાપાન જવું હોય તેને ત્યાં જવું પરંતુ હવે શીખી સર્વે જણાએ એકત્રનો મંત્ર યાને ગીતા પાઠ રોજ મોઢે રાખી બીજી ચઢેલી પ્રજાઓના સદ્દગુણો શોધી તેનું અનુકરણ કરી આપણે પોતાની ઉન્નતિ કરવાની છે.

બીજું લક્ષણ સત્ય એટલે વેપારમાં સત્યતાની બહુ જરૂરત છે માટે નાની નાની કે મોટી વાતમાં બને ત્યાંસુધી

જુઠું નજ બોલવું એ નીયમ પકડવો જોઇએ અને તેની જરૂરત બહુ છે. જુઠાણુ એટલું બધું વધી ગયું છે કે આપણા દેશમાં કે સરકારી ગુલામગીરી કરનારા મુખ્યત્વે કરી પોલીસ ખાતામાં કે ડીટેકટીવ બ્રાન્ચમાં રહેનારા હડહડતું જુઠું બોલી સારા સારા માણસોને પોતાને કાંઇ સારી જગ્યા મળે કે વધુ પગાર મળે તે આશાથી ફસાવવા ખોટા કેસો તેમના ઉપર ઉભા કરે છે ને દેશમાં જુઠ ઘણી વધી પડવાથી જુઠા સાહેદો મળી આવે છે. આટલે હરજે દેશદ્રોહીઓ જુઠાણાથી ફાવી જઇ સારાઓને નીચા પાડવામાં પોતાનો સ્વાર્થ સંધાયો જુવે છે કે છેવટ તેમની દુર્દશા અધર્મી હોવાથી થાય છે અને દુઃખી થઇ મરે છે પરંતુ જુઠાણાથી વેપારમાં એક બીજા પરથી ઇતબાર ગયો અને નાણાવાલાને જુઠાણાથી બદમાશો ઠગતા હોવાથી તેમને ધીરવાનું બંધ કર્યું અને પૈસાના મોટા લોભથી નાણાવાલા અજ્ઞાન અભણ લોકોને પોતાના પૈસાના બલથી જુઠા જુઠા વચનો આપી તેમની પાસે કામ કરાવી લઇ ઠગવા પર ચઢયા અને પોતાના પેસાના બળે દુષ્ટ પાછા તેમને મદદ કરનાર બદમાશો મળે તેમની સહાયતા પછી તે વકીલ હો કે બારીસ્ટર હો તે દ્વારા કોરટો દ્વારા પૈસાના બળથી છલ, ભેદથી પોતાનાજ બંધુઓને દુઃખ દેવામાં આનંદ માનવા લાગ્યા જેને પરીણામે છેવટ ત્રીજી પેઢીએ હીંદુસ્તાનમા

પૈસો રહેતો નથી એમ કહેવત માત્ર ખોટી ધુંડી કાઢી પરંતુ કાર્યકારણ જોતા નથી માટે સત્યતાનો અમલ કરવાની અને પોતાના બંધુઓને પોતાનાજ દેશના ભાઈઓ છે એમ ગણી તેમને નહી ઠગવાના પ્રયત્ન ઉપર આવે તો એક મીનીટમાં ઈશ્વર તો સર્વેની પાસે હૃદયમાં છે તો તરતજ મોટી મોટી ઈનવેનસન કરવાની અને સારે માર્ગે ધન મેળવવાની બુદ્ધિ પરમાત્મા આપે પરંતુ જુઠાણુથી થયું એ કે એક બીજા તરફ દ્વેષ, તીરસ્કાર, અને ઠગવાની ઇચ્છાથી બુદ્ધી ચોર થઇ ગઇ અને દીન પ્રતીદિન ધન દેશમાંથી પરદેશીઓ ઉપર વધુ વિશ્વાસ પડવાથી ખેંચાઈ ગયું અને કોઇ જાતની શોધ કળાની બુદ્ધિ રહી નહી. માટે સત્યતા એ ધર્મનું ખુદ લક્ષણ પાળવાની અને તે તરફ સુધરવાની દેશના બંધુઓને વીશેષ જરૂર છે કારણ કે જેમ જેમ સત્ય વાત ધ્યાનમાં ઉતરશે તેમ તેમ દેશમાં એક બીજા તરફ પ્રેમ થશે અને ભરોસો પડશે. જો ઠગવાની વૃત્તિ જશે તો, અને તેથી નવા નવા હુન્નર, કળા, કૌશલ્ય વધશે અને દેશમાં ધન મોટે ભાગે વધશે. આપણે આપણા બંધુઓ ઉપર જુઠાણુને લીધે જેટલો વીશ્વાસ રાખતા નથી તે કરતાં દશ ગણો પરદેશી પેઢીઓ અને બેન્કો ઉપર રાખીએ છીએ તેનું કારણ તેમનામાં તેટલી સત્યતા આપણને વધારે જણાય છે એ ઉપરથીજ સમજ-

વાનું છે કે એ બાબતનું ધર્મનું લક્ષણ યુરોપ અમેરીકાની પ્રજામાં વધુ છે અને તે કારણથી તેમણે આપણી ઉપર તેમના ઉપર કેમ વીશ્વાસ રાખવો તેની છાપ બેસાડી છે.

અક્રોધ, મીજાજ નહિ ખોવો તે. આ સહનશીલતાનો ગુણ છે જે ગુણ આજ ગાંધીજી પાલન કરવાનું શીખવી રહ્યા છે કે ભાઇઓ, ગમે તેમ થાય પરંતુ ક્રોધ કરી કોઇના તરફ તીરસ્કારની લાગણી બતાવતા નહી, તેમ કરવાથી ધર્મ જશે અને ધર્મ ગયો કે ઇશ્વરી મદદ જશે માટે ક્રોધ નહી કરતાં આપણો ધર્મ સાચવજો તોજ ઉન્નતિ થશે અને ભલે સામા પક્ષવાળા ગમે તેટલો ક્રોધ કરે પરંતુ તમો મીજાજ ન ખુવો તો તમારોજ જય છે કારણકે ક્રોધ તો રાક્ષસ કરતાં પણ નઠારો છે. રાક્ષસ બીજાનું લોહી પીએ પરંતુ ક્રોધી માણસ પોતાનું તેમજ પારકાનું બંન્નેનું લોહી પીએ છે માટે ક્રોધ કરવો નહિ. જે સદ્ગુણ એ પ્રજામાં યુરોપ અમેરીકામાં રહ્યો છે અને તેથી સર્વે જગાએ ફાવી ગયા છે માટે જો આપણે આપણા દેશને સર્વોપરી બનાવી દુનીઆ ઉપર હાલની સર્વ પ્રજા બરાબરી કરવી હોય તો મનુ મહારાજે કહેલી વ્યાખ્યા મુજબ હીંદુસ્તાનના લોકોએ ધર્મ પાળવો જોઈએ નહી કે માત્ર બ્રાહ્મણના હાથનું ભોજન કરવાથી ભગવત છેતરાશે કે નહિ, માત્ર ઉપર ઉપરથી ઇશ્વર નામ દીધાથી કે સ્નાન સંધ્યાનો માત્ર ઉપર ઉપરથી ડોળ કરવાથી

કે મોજની ખાતર જાત્રા જવાથી અને કીર્તિ ખાતર ધર્મ દેખાડવા ને કરવાથી ઇશ્વર છેતરાશે નહિ. જો તેમ થતું હોત અને તેથી જય થતો હોય તો આપણા દેશમાં હાલમાં જે હજારો ને લાખો રૂપીઆ મંદીરોમાં ધર્મને બહાને ખરચવામાં આવે છે, કરોડો રૂપીઆ જાત્રાઓને બહાને ખરચવામાં આવે છે, કરોડો રૂપીઆ કીર્તિ ખાતર આમ તેમ ધર્મને બહાને ખરચવામાં આવે છે પરંતુ પરીણામ શું આવ્યું છે ? દેશમાં દરીદ્રતા વધતી જાય છે, બુદ્ધી જડ થતી જાય છે, કોઇ જાતની કળા કૌશલ્યની શોધ દેશના ભાવીક ધર્માંધોમાં ઉત્પન્ન થયેલી જણાતી નથી તેમજ ઇશ્વરની કૃપા પણ તેમના ઉપર થવાને બદલે તેમને પણ પ્લેગ આવ્યો, બીમારી ચાલી, કોલેરા ચાલ્યો કે ભાગવું પડે છે માટે તેનો મૂળ પાયો જે ધર્મ તેજ દેશમાંથી નષ્ટ થઇ ગયો છે ને હાલમાં જેને ધર્મને નામે ધર્મ કહેવામાં આવે છે એવી તો વ્યાખ્યા કોઇ હીંદુ શાસ્ત્રના પુસ્તકોમાં બતાવેલી નથી કે ધર્મ તો તેજ કહેવાય કે માત્ર બ્રાહ્મણના હાથનું ભોજન જે કરે. ધર્મ તો તેજ કહેવાય કે જે માત્ર ઉપર ઉપરથીજ સ્નાન કરે કે મંદીરે જઇ મસ્તક નમાવે અગર ધર્મ તો એજ કહેવાય કે કીર્ત્તિને ખાતર મંદીરો કે જાત્રાઓને નામે ખોટા ખરચ કરે. આવી વ્યાખ્યા કોઇ પણ હીંદુ શાસ્ત્રોમાં નથી અને તેને પરીણામે લાખો ને કરોડો

રૂપીઆ ધર્મને નામે અધર્મમાં જાય છે ને પરિણામ એ આવ્યું કે દેશમાં નથી એક રાગ કે નથી દેશની દાઝવાળા પુરૂષો કે નથી દેશના જુદા જુદા ભાગમાં કલા કોશલ્યની શોધ કરનારા, પરંતુ માત્ર દરીદ્રી, રોગી દેશ દ્રોહી અને દેશ પોતાનો શું છે તેજ નહી જાણનારા ગુલામો—ગુલામગીરી કરનારા લાખો ને કરોડો જોવામાં આવે છે. અને યતો ધર્મસ્તતો જયઃ એ છેજ નહી માટે આપણે મનુના કહેલા મુજબના ધર્મની વ્યાખ્યા પ્રમાણેનું શિક્ષણ, બાળક સ્ત્રી જુવાન વૃદ્ધને આપી તેમને માર્ગપર લાવવાના છે કે પછી ઈશ્વરના બાપની પણ મગદુર નથી કે આપણને આવી અધોગતીની દશામાં નાંખે. પીતાનો વિચાર કોઈ દીવસ એક પુત્રને વિદ્વાન અને બીજાને મૂર્ખ રાખવાનો હોયજ નહિ પરંતુ જ્યારે તે પુત્રજ મૂર્ખજ રહેવા માંગે ને કાંઈ કરેજ નહિ એટલે પીતા લાચાર થાય, અને છેવટ તેને તેના નસીબ ઉપર છોડે, તે દશા હમારા દેશના બંધુઓની થઈ છે. પરમાત્મા યુરોપ અમેરીકાને જાહોજલાલીયાં બનાવે ને હીંદુસ્તાનને દુઃખી રાખે તેમ બને નહિ. પરંતુ આપણે આપણી મેળે અધોગતીએ જવાના કૃત્ય કરી ધર્મ ભુલી જઈ આ દશાએ પહોંચ્યા છીએ, માટે ધર્મની પુનઃ રચના જે મનુએ એકજ શ્લોકમાં સમજાવી છે તે મુજબ વર્તનમાં મુકવાની છે, અને તેમ કરવાથીજ જય છે. બાકી ભલે કરોડો વખત

સ્નાન કરો ને મંદીરમાં બેઠા બેઠા માળા ફેરવો ને ખોટા વીચાર કરો, મંદીરે દર્શન લાખવાર કરો ને વૃત્તિ વ્યભિચારી રાખો તેમાં કાંઈ વળે તેમ નથી. ખરે રસ્તે જવાથીજ ખરૂં પરીણામ આવશે. અને આજ યુરોપ અમેરીકા એ દશ લક્ષણ પ્રમાણે વર્તન કરવાથી આ શ્રેષ્ટ સ્થિતીપર પહોંચી આપણા ત્રીસ કરોડ આદમીને ત્રણ લાખ આદમી ગુલામગીરીમાં નચાવી રહ્યા છે, તેનું કારણ ધર્મ પ્રમાણે વર્તન છે. જે દીવસે એ પ્રજાઓમાંથી સદ્‌ગુણો જશે કે એની મેળે તેપણ નીચે પડશે. જેની શરૂઆત થઇ છે અને દ્વેષ–પ્રેમને બદલે તેમના અંતઃકરણમાં પેઠો છે, ને અભીમાનની ટોચ ઉપર ચઢયા છે અને કબીરદાસના કહેવા મુજબ બુડનેકો અભી-માન, તે રસ્તે ચાલવાનું શરૂ આપણા કહેવાતા બાદશાહી જાતીમાં શરૂં થયું છે. ઇશ્વર ઇચ્છા.



## પ્રકરણ ૯ મું.



બીજું આપણા દેશના દરેક શહેરોમાં યુરોપ અને અમેરીકાની પેઠે સ્વયંસેવકોનું એક મંડલ દરેક શહેરમાં જોઇએ, જેમની ફરજ કાંઇપણ અકસ્માત વખતે હાજર રહી વોલંટીઅર તરીકે કામ કરવાની અને સર્વેના દુઃખમાં બનતી મદદ કરી ભાગ લેવાની હોવી જોઇએ. એવી રીતે કે શહેરમાં કોઇ જગાએ આગ લાગે અગર બ્યુગલ થતા તેઓએ મદદ કરવા હાજર રહેવાનું. અમેરીકાના નાના નાના ગામોમાં જ્યાં મ્યુનીસીપાલીટીઓ છે ત્યાં આગ લાગે તે વખતે આગ હોલવવા અને બંબા વીગેરે લઈ જવાનું કામ ગામની સ્વયંસેવક મંડળીજ કરે છે તે બાબત જુદા નોકરો રાખવામાં આવતા નથી. તેમજ દરેક ગામમાં મ્યુનીસીપાલીટી તરફથી ટ્રામ કંપનીઓની વ્યવસ્થા તેમજ પોલીસની દરેક ગામની વ્યવસ્થાનું કામ મ્યુનીસીપાલીટીના હાથમાં છે તેમજ દરેક ગામમાં ઇલેકટ્રીક કંપનીઓ એવી લાઇન ઉપર ઉભી કરવામાં આવી છે કે કંપની આઠ. ટકા કરતાં વધુ નફો લઈ શકે નહિ. અને વધુ નફો થાય તો ચાહે ફેકટરી વધારવામાં અગર ઇલેકટ્રીકનો ચાર્જ

ઘટાડવામાં વપરાય પરંતુ શૅર હૉલ્ડરને કોઓપરેટીવ સોસાયટીના પ્રીન્સીપલ મુજબ વધુ વ્યાજ આપવામાં આવતું નથી, તે મુજબ આપણે ત્યાં પણ ગામવાર ઇલેક્ટ્રીક કંપનીઓ જ્યાં ગ્યાસની જરૂર હોય ત્યાં ગ્યાસની કંપનીઓ જ્યાં ટ્રામ જોઈતી હોય ત્યાં ટ્રામની કુંપનીઓ એ લાઈન ઉપર ઉભી કરી કામ કરવાની જરૂર છે, અને મ્યુનીસીપાલીટીને વધુ કર આપીને હરેક ગામ અને શહેરમાં પાણીના નળ અને ગટર કરવા ફરજ પાડવાની જરૂર છે તેમજ શહેરમાં સારામાં સારા ને પહોળા રસ્તાઓ અને સારા વેન્ટીલેસન મુજબના મકાનો પ્લાનસર બાંધવાની ફરજ પાડવાનું કામ મ્યુનીસીપાલીટીનું છે. તેમજ આપણા છોકરાઓને કેલવણી આપણે જોઇએ તેવી આપવાનું કામ આપણે માથે લઇ હરેકને યોગ્ય કેલવણી સ્કુલો કોલેજો કાઢી આપવાનું કામ આપણું અને મ્યુનીસીપાલીટીનું છે તેમજ ટેકનીકલ સ્કુલો અને કોલેજો હરેક યુરોપ અમેરીકામાં નેસન અને મ્યુનીસીપાલીટી તરફથી ખોલવામાં અને ચલાવવામાં આવે છે તે મુજબ કરવાનુ કામ આપણું છે. એ સીવાય આપણે વેપારી મંડળની હરેક શહેરવાર ચેમ્બર ઓફ કોમર્સ એટલે વેપારીનું મંડલ બનાવવાની જરૂર છે અને તેમાંજ તેમના નાના નાના ઝગડા અને ગામ અગર શહેરમાં શી પદ્ધતિ પ્રમાણે વેપારમાં

સુધારા વધારા કરી કામ કરવું તે તે મંડલની ફરજ છે. એ મુજબ થવું જોઇએ. તેજ પ્રમાણે જ્યારે વેપારના ઝગડા તે એસોસીએશનના ઠરાવ મુજબ નક્કી કરવામાં આવે તો ઘણી તકરારો ઓછી થાય, અને જે કોઈ તે એસોસીએશનનો મેમ્બર ન થાય અને તેના ઠરાવ પ્રમાણે વર્તન ન કરે તો વેપારમાં કોઇબી જાતનો સંબંધ બીજા તમામ વેપારીએ તેની સાથે બંધ કરવો. એટલે પછી ધીમે ધીમે દુષ્ટ લોકો દેશદ્રોહી સ્વાર્થી હશે તે પાધરા થતા જશે. તેજ પ્રમાણે મ્યુનીસીપાલીટી તેમજ લેજીસલેટીવ કાઉન્સીલના વોટરોની પણ એસોસીએશન યાને મંડલ જોઇએ અને તે મંડલે યુરોપ અમેરીકાની ઢબ મુજબ નિર્ણય કરવો જોઈએ કે હમો ચાલુ સાલમાં હમારા શહેર પૈકી અમુક અમુક માણસો જેમને દેશ અને શહેરની દાઝ પોતાના હૃદયમાં છે, જેમને માન અપમાનની પરવા નથી, જેઓ ગુલામગીરીની તાબેદારીના મતના નથી, જેઓ સ્વતંત્ર મીજાજના સાચા દેશના અને તે અમુક શહેરની જાહોજલાલી જોવાની આકાંક્ષાવાળા, નિસ્વાર્થી છે, અને સમજુ બુદ્ધિમાન, પારકી બુદ્ધિએ નહી ચાલનારા, કોઇથી નહિ દબાઇ જનાર, અને મહેનતું, પરગજું, છે તેવાઓને આખા શહેરમાંથી ઢુંડી કાઢી તેવા તેવા ગૃહસ્થોને મ્યુનીસીપાલીટી કે લેજીસલેટીવ કાઉન્સીલમાં મોકલવા. પહેલેથીજ તે મત આપનારાઓએ પોતે પોતાના મત આપના-

રાઓની સભામાં વધુ મતે ત્યાં દરેક રીતની તકરારથી નિર્ણય કરી મોકલવાનો ઠરાવ કરવો જોઇએ. આવી સંસ્થાઓની પણ ગામે ગામ અને શહેરે શેહેર જરૂર છે તેમજ દરેકે પોતપોતાની ન્યાત જાતમાં દીન પ્રતિદીન ભાગલા વધતા જાય છે ને મત વધી તેમાં તડ ઉપર તડ પડે છે તે વાત હવે કાઢી નાંખવી જોઇએ. બને તેટલો વેર ભાવ ઓછો કરી ભ્રાતૃભાવ વધારવો જોઇએ અને તેટલા સારૂ સ્વાર્થી નહી થતાં ન્યાતની અંદર જે જે સભ્યો નીસ્વાર્થી, ઈશ્વરના ડરવાલા હોય તેઓ પૈકી પાંચ સભ્યોને મુકરર કરવા અને તેમની નીમણુંક એક કે ત્રણ વરસની હોય પછીથી તેઓ લાયક હોય તો તેમને રાખવા અગર તે દરમીઆન પણ નાલાયક જણાય તો તેમને દુર કરવા અને તેઓની રૂબરૂ ન્યાત જાતના તમામ માંહેમાંહેના ઝગડાઓ નીર્ણય કરાવવા ઠરાવવું અને જે ઠરાવ તેઓ ઈશ્વર દરમીઆન કહે તે પછી આપણા સ્વાર્થ વીરૂદ્ધ હોય કે ગમે તેમ હોય તોપણ સર્વેએ માન્ય રાખવો કે જેથી કોરટ કચેરીએ જતા કજીઆ ઓછા થાય અને ન્યાત જાતમાં એક બીજા તરફનો દ્વેષ વધવાને બદલે પ્રેમ વધે. આ કજીઆના પરીણામે જાતો વધી, દ્વેષ વધ્યો અને તેથી બહારની યુરોપ, અમેરીકાની પ્રજા હીંદુસ્તાનના ઉપર તીરસ્કારની લાગણીથી જુવે છે ને કહે છે કે તમોજ માંહોમાંહે લડો છો એટલે હમારે તમારી

લડાઇ એક બીજાની માંહોમાંહેની પતાવવા લો એન્ડ ઓરડર સાચવવા રાજા થવું પડે છે ને તમને ગુલામ બનાવી બેડીઓ બાંધવી પડે છે. જે દીવસે તમો બધા માંહોમાંહે સમજી પ્રેમી બનશો તે દિવસે હમારે તમોને તમારો દેશ ને મીલ-કત સમાલવા સોંપવી પડશે. હવે ચાહે તો એક થાઓ અને ગુલામગીરીમાંથી નીકળી માંહોમાંહેની લડાઇને કજીઆ છોડી દઇ છુટો અગર ભલે માંહેમાંહે લડી પ્લેગ કોલેરામાં મરો ને હમેશને માટે ગુલામગીરીની બેડીઓમાં પડયા રહો. જે દીવસે તમોએ તમારી ન્યાતના પાંચ આદમીની મંડલી કહે અને તે જે ઠરાવ કરે તેજ હમારે મંજુર છે એમ દરેક કોમવાર નીર્ણય હીંદુસ્તાનમાં એકજ વરસ કરી બતાવો તો વકીલો, બારીસ્ટરો, સોલીસીટરો પોતાની ઓફીસો બંધ કરી કોઈ દેશ ઉપયોગી કામોમાં પોતાની બુદ્ધિ વાપરે અને કોરટ કચેરીઓનો ખરચ સરકારને માથે પડે પરંતુ આજકાલ ઈંગ્રેજી છાપાએ લખે છે કે હીંદુસ્તાનના વતનીઓ જેવા કોરટમાં લડનારા દુનીઆમાં બીજી કોઇ પ્રજાના લોકો નથી, અને તે વાત ખોટી છે. એમ આપણે હીંદુસ્તાનના વતની-ઓએ દુનીઆને બતાવી આપવાની જરૂર છે. કોઇ પણ હીંદુસ્તાનનો વતની લડાઇ લડવાથી કરોડપતી થયો એવા દાખલા બન્યા હોય તો તેનું લીસ્ટ દર અઠવાડીએ પ્રગટ ન્યુસદ્વારા કરી બતાવે તો આપણે તેને ગુરૂ માનીશું, પરંતુ

તેથી ઉલટું લડીલડી કેટલા કુટુંબો પાયમાલ થઈ ગયા અને વૈરભાવ વધતા ગયા. ને નાહક સોલીસીટર, બારીસ્ટર કમાયા અને લોકો કોરટ કચેરીએ ધકે ચઢયા એ ફળ લીધું. પહેલાં ગજા ઉપરાંત વેપાર કરે અને તેમાં નફો ન મળે એટલે લડવા નફો લેવા કોરટમાં જાય એટલે કોરટ જાણે તરતજ ત્યાં કોથળીઓ બાંધી મુકી છે તે ઠાલવી આપે. શરમની વાત છે. નાહક કોરટથી બેલીફ લેવો અને પ્રતિવાદી બતાવવો. પછી હુકમનામાનો કાગળીઓ મળે ત્યારે પણ આપણે મીલકત બતાવીએ ત્યારે કોરટ અપાવે. તેના કરતાં જો વેપારીની સભાઓ હોય અને તે સભાના તંત્રીઓ જે વેપારના નફા નુકસાન બાબત ઠરાવ કરે તે પ્રમાણે સર્વે વેપારીઓ ચાલે તો વેપારમાં પ્રેમ ભાવના વધે અને લડાલડી કરવા કોરટમાં જઇ વખત ગુમાવવા કરતાં બીજો ધંધો વેપારી કરીલે અને પછીથી તેવા લુચ્ચા માણસોને વેપારી મંડલમાંથી બાતલ કરી તેમની સાથે કોઇબી જાતનો ભવિષ્યમાં (વેપારી) તમામ મંડલે વેપાર નહી કરવાનું ઠરાવે તેના જેવો બીજો એક પણ સીધો માર્ગ નથી. અને તે મુજબ યુરોપ અમેરીકામાં વેપારી (Exchange) એક્ષચેન્જ હોલો કે જ્યાં લાખો વેપારીઓ ભેગા થાય છે અને તેઓ તે સભાના ઠરાવ મુજબ પોતાના કજીઆના નિર્ણય કરી વર્તન કરે છે તેને લીધે તેઓ વેપારમાંજ પોતાનું મગજ ચલાવે

છે નહી કે લડવામાં ને કોરટમાં ને વકીલને ત્યાં ધકકા ખાવામાં. કોરટે લડવામાં બેલીફથી માંડી વકીલ સોલીસીટરના કલાર્કોને સલામ કરી તેમને, તેમજ વકીલ સોલીસીટર બારીસ્ટરોને ભાઈસાહેબ ભાઇસાહેબ પૈસા આપી કરવામાં શરમ લોકોને નથી આવતી, શેની આવે ! જન્મથીજ બિચારા ગુલામોને ઘેર ગુલામગીરીમાં જન્મેલા એટલે જ્યાં ત્યાં લાતો ખાવાની તેમના કરમમાં અને જેમ જેમ વકીલ સોલીસીટર કે બારીસ્ટર ધક્કા ખવડાવે ને જેમ જેમ ટાંટીઆ ઘસતા કચેરીના પગથીઆ કોરટમાં ધકે ચઢે તેમ તેમ આનંદ માને. લાખો રૂપીઆ લડવામાં ખરચે પરંતુ રૂપીએ ચાર આની આઠ આનીએ ફેસલો કરી બીજો ધંધો કરવામાં વખત ન ગુમાવે આવી પ્રજા થઇ ગઈ છે અને તેજ કારણે હજારો વર્ષથી એક બીજા જોડે લડવાથી પોતાના દેશ બંધુઓ તરફ અપ્રેમ કરવાથી ગુલામી બેડીમાં સડે છે. હજુ પણ સમજે તો સારૂં છે નહી તો હજુ ઇશ્વર એટલી અધોગતીએ આ પ્રજા અને તેમના સંતાનોને નાંખશે કે તેમનો પત્તો જેમ આજ રેડ ઈન્ડીઅન્સોનો અમેરીકામાં નથી, જેમ હબસીઓનો આફ્રીકામાં નથી, જેમ ઓસ્ટ્રેલીઆમાં ઓસ્ટ્રેલીઅન ઇન્ડી-અન્સોનો નથી તેજ મુજબ હીંદુસ્તાનની પ્રજા દરેક આજની ચઢીઆતી પ્રજાના પગ તળે માંહોમાંહે લડી લડીને ચગદાઇ જશે અને તેમ એક બીજા સાથે લડવાથી દેશનું કે

તેમનું કલ્યાણ થશે નહી. પરંતુ કાયદા મુજબ જુઠાણું વધે છે એથી વધારે વધશે અને લોકો ખરાબ થઇ ગયા. કોરટ કચેરીથી ગામડામાં પોલીસો જુઠા જુઠા સાહેદો ઉભા કરી હેરાન તેમને કરી રહ્યા છે છતાં જ્યારે આપણને શરમ ન આવે ને સરકારી નોકરોનીજ લાતો ખાવી સારી લાગતી હોય તો ભલે માંહોમાંહે લડો ને મરો. નહી તો મહાત્મા ગાંધીજીનો મંત્ર કજીઆ દુર કરો. કોરટે ના જાઓ, વકીલાતના ધંધા છોડો એમાં મહાન ગુહ્યાર્થ છે, તે પ્રમાણે ચાલશો તોજ તમારૂં શ્રેય છે, બાકી વકીલ બારીસ્ટર કે સોલીસીટર તેમના ઘરમાંથી ધન નહી આપી દે. એ તો લડાવી તમને પાયેમાલ કેમ કરવા તેજ રસ્તા બતાવે તોજ તેમની રોજી ચાલે અને તેમ ચાલી રહ્યું છે છતાં તમને લડવાજ શુર ચઢે છે તો શા માટે લડાઇઓના સંગ્રામમાં લડવા જતા નથી પરંતુ આવી રાંડોની લડાઇ દેશમાં કુસંપ અને કંકાસ વધારવા કરો છો માટે આ રસ્તો સુધારવાની પહેલા જરૂર છે. જો પ્રજા બનવું હોય તો, નહી તો રહો ગુલામ.



## પ્રકરણ ૧૦મું.

હાલમાં મેં જે આ પશ્ચીમની પ્રજાઓની જાહોજલાલી જોઇ તેનું મુખ્ય કારણ તેમની કેલવણીનું છે એટલે કે બાલકો ને બાલકીઓને શિક્ષણ આપવાનું અને તેમને પોત પોતાની લાયકાત મુજબ કેળવવાનું કામ આ પ્રજા ઘણુંજ સારૂં કરી રહી છે અને તેને માટે પ્રજાકીય શિક્ષણ તેમને હરેક પ્રજા પોતપોતાની ભાષા દ્વારા આપે છે. જરા જઇને જુવો તપાસો. આપણા દેશમાં આપણી ભાષા મુજબ કેળવણી બીલકુલ અપાતીજ નથી, અને પર ભાષાની કેળવણી લેતા ઘણો વખત વહી જાય છે, માટે સઉથી પહેલી દેશની ફરજ છે અને મુખ્યત્વે કરી હરેક ગામ અને શહેરના લોકોની ફરજ છે કે પોતપોતાના ગામમાં અને શહેરોમાં પોતાના બાળકો અને બાલકીઓને શીખવવા, હરેક જાતનું શીક્ષણ આપવા, શારીરીક અને માનસીક સ્કુલો ગામ અને શહેરમાં ફંડ કરી કાઢવી જરૂરની છે, અને તેનું નામ ખરો ધર્મ છે. એક મનુષ્ય શરીરને વિદ્યાનું દાન આપવાથી જે ફળ આપણા શાસ્ત્રોમાં બતાવેલું છે તેટલું ફળ હજારો બ્રાહ્મણભોજન કરાવવાથી પણ નથી તે વાતનું રહસ્ય સમજવાનું છે તે સમજો અને હરેક માણસે એવો ઠરાવજ કરવો જોઇએ કે પોતાની કમાઇમાંથી રૂપીએ એક

આનો પોતાના ગામ અગર શહેરના કેળવણી ફંડમાં ન્યાત જાત કોઇબી જાતના તફાવત વગર આપવાનો ઠરાવ જો હીંદુસ્તાનની પ્રજા દશ વરસ સુધી કરે તો આપણા દેશમાં ગામે ગામ સ્કુલ અને કોલેજો જેવી રીતે યુરોપ અને અમેરીકામાં છે તે મુજબ હજારો યુનીવરસીટીઓ કોલેજો થઈ રહે અને દેશમાં બાળકો બાળકીઓ વિદ્વાન બને એટલે દેશમાં દોલતજ વધી ગઇ એમ સમજો. દેશની ખરી દોલત વિદ્યા છે કે જો દોલત હશે તો ચોર પણ લઇ જશે પરંતુ વિદ્યા કોઇથી લઈ જવાશે નહી પરંતુ તે એક વિદ્વાન બીજા હજારોને વિદ્વાન બનાવશે માટે પહેલો ધર્મ આ વિદ્યા દાનનો છે તે હાથમાં લો અને સરકાર પાસે કે કોઇની પાસે જેમ મંદીરો બાંધવા કે ન્યાત જમાડવા કે લગ્ન કરવા કે વરઘોડા કાઢવા અરજી કરી પૈસા માંગતા નથી તેમ કેળવણી માટે આપણે આપણા લાયકની જે તે જગાઓ જેવી જેવી જોઇએ તે પ્રમાણેની શાળાઓ આપણે આપણી બનાવવી જોઇએ. પછી આપણે કાંઇ ભણી ગુલામગીરી કરવાની નથી પરંતુ તમામ તેત્રીસ કરોડ આદમીને કેળવવાના છે અને તેમની જરૂરીઆતો પુરી પાડવાની છે અને તે બદલ સાયન્ટીફીક શિક્ષણ લઇ લાયક થઇ દરેક વસ્તુ જાપાન, અમેરીકા, ઇંગ્લાંડ, જર્મની માફક પોત પોતાના દેશ સારૂ બનાવી તૈયાર કરવા સારૂ કરોડો કારખાનાની જરૂર છે. અને તેને માટે યોગ્ય યોગ્ય

બાળકોને અને બાલકીઓને તેમની લાયકાત મુજબ શિક્ષણ આપવાની આપણી–આપણા દેશી બંધુઓની ફરજ છે. તે ભુલી જવાથી અને તે ધર્મ છે છતાં નહી માનવાથી ગમાર, કુંભાર જેવા તેત્રીસ કરોડ આદમી બીજી પ્રજા રૂબરૂ બકરા મેઢાં જેવા દેખાઇએ છીએ, છતાં શરમ નથી આવતી અને આપણે હવે આ કામ આપણા હાથમાં લઇ આપણા બાળકો આપણા શહેરના કે ગામના તે આપણાજ નહી સમજીએ ત્યાં સુધી આપણા ઉપર ઇશ્વર રાજી નહી રહે. આપણો પોતાનો છોકરો અને ગામમાંનો બીજો છોકરો તે પણ આપણાજ ગામનો આપણોજ છે એમ સમજી વેદાંત દ્રષ્ટીએ એકજ ઇશ્વરના આ બાલકો બધા સરખા છે એમ સમજી યુરોપ અમેરીકા જર્મનીના લોકો તમામ પોતાના દેશના બાળકો કેળવવા પોતાની કરોડોની દોલત અર્પણ કરી રહ્યા છે અને તેમ કરી હજારો વીરો પેદા કર્યા છે અને તે કારણથી સુખ અને સમૃદ્ધિ અને આપણા ઉપર ઉપરીપણું ભોગવી રહ્યા છે તો આપણે તેમનું જોઇને તો હવે આપણા ગામના અને શહેરના અને હીંદુસ્તાનના સંતાનો હમારાજ પોતાના છે, એમ સમજી જ્યાં સુધી આપણી દોલતના પ્રમાણમાં મોટો ભાગ તે માર્ગે સમર્પણ નહી કરીએ, ત્યાં સુધી આપણા દેશની દોલત નહી વધે. અમે ખરો રસ્તો દેશની દોલત વધારવાનો આવા વીદ્યાલયો સ્થાપી

બાળકો બાળકીઓને આપણા દેશનીજ ભાષામાં કેવી બાબતનું શીક્ષણ ધર્મ, નીતી તથા કસરત સાથે આપવાનું એ પહેલું કર્તવ્ય આપણું છે. દરેક પશ્ચીમની પ્રજામાં દરેક જાતની કેળવણી પ્રજા પોતાની મેળે દરેક લાઈનમાં આપી રહી છે. અને તેમને સર્વેને રહેવાની ખાવાની ગોઠવણો પણ સ્કુલમાંજ આપણા અસલના ગુરૂકુળ મુજબ વ્યવસ્થા ચલાવી રહ્યા છે. ત્યાં દરેક જાતની કસરત, રમત, ગમત સાથે શિક્ષણ આપવામાં આવે છે અને હાલમાં આપણા બાળકોને જ્યારે ઈંગ્લાંડમાં સ્કુલોમાં કે કારખાનામાં અત્રેથી શીખવા મોકલવામાં આવે છે ત્યારે તેમને એડમીસન એટલે દાખલ થવાની પંચાત પડે છે તો તે માટે જર્મની ફ્રાન્સ અમેરીકાથી આપણા છોકરા અને છોકરીઓને શીક્ષણ આપવા સારૂ પ્રોફેસરો બોલાવવા અને છોકરીઓ સારૂ સ્ત્રીઓ બોલાવી દરેક લાઇનનું શિક્ષણ ચોપડીઓ દ્વારા તેમજ પ્રેકટીકલ અનુભવ સહિત આપવું અને તે મુજબ કેટલાક છોકરા છોકરીઓને દરેક લાઇનમાં હોંશિઆર બનાવી તે પૈકી કેટલાકોને પાછા જુદા જુદા શહેરોમાં શિક્ષકો નીમી એ મુજબ હજારો છોકરાઓ અને છોકરીઓને કેળવવાની જરૂર છે. તેમજ કેટલાક છોકરાઓને અમેરિકા ઘણે ભાગે કે જ્યાં ઇંગ્રેજી ભાષા છે અને જ્યાં ૬૦૦ લગભગ યુનીવરસીટી કાલેજો છે ત્યાં જુદી જુદી લાઇન માટે એક હજાર છોકરા આખા હીંદુસ્તાનમાંથી

મોકલી આપવા અને કેટલાકો જેમને જર્મન ભાષા આવડતી હોય અગર ના આવડતી હોય તો જર્મની જઇ જર્મનીમાંથી તેમની પાસે જે શિક્ષણ જેજે લાઇનમાં મળે તે લઇ આવવું અને તેજ પ્રમાણે ફ્રાન્સમાંથી પણ જેમને ફ્રેન્ચ ભાષા આવડતી હોય તો ઠીક નહિ તો ફ્રેન્ચ શીખી ત્યાંની રીતભાત અને ત્યાંથી પણ જે વિદ્યા શીખવા જેવી હોય તે શીખી લાવવી એ પ્રમાણે જ્યાં સુધી આપણે જાપાન-માફક દરેક જગ્યાએથી વિદ્યા આજના વખત મુજબ શીખી લાવી દેશને તે મુજબ વિદ્વાન નહિ બનાવીએ ત્યાં સુધી આપણુને આપણે તેત્રીસ કરોડ છીએ છતાં આપણી ફુટ તેમને માલમ છે તેથી તેઓ ગુલામગીરીની બેડીઓમાંજ રાખશે. દુનીઆમાં આપણા ધર્મશાસ્ત્રો એકે અવાજે ગાઇ વગાડી કહી રહ્યા હતા કે સાક્ષાત્ તુંજ પરમાત્મા ઇશ્વર–ઇશ્વરનો અંશ છે છતાં આપણે બકરા શિયાળવા બની સ્વતંત્ર સીંહ નહિ બનતા કેશરી રાજાધીરાજ નહી બનતાં હાં હજુર તમારો દાસ ગુલામ છું, સરકાર મા બાપ છો, સરકાર જે કરે તે ખરૂં, નાલાયક હમે છીએ, હમારામાં હમારો દોષ છે એમ કહેવા અને હમો હીંદુસ્તાનની એકજ પ્રજા હીંદુસ્તાની છીએ એમ કહેવાની ગતિ નથી ત્યાં સુધી આપણી અધોગતિ રહેવાની અને .આપણે આપણી મેળે હું સ્વતંત્ર છું, હું ઇશ્વર છું હું રાજાધીરાજ ઇશ્વર છું, એ

ભાવના નહિ થાય ત્યાં સુધી તે બળ પ્રાપ્ત નહિ થાય કારણ કે મનુષ્ય જે ધારે તે થઇ શકે છે.

તમે જો પોતાની જાત પર વિશ્વાસ રાખતા તેમજ પોતે લાયક છે, કામ કરી શકો તેમ છો, ચાહે તો ધારો તે થઇ શકો તેમ છો, એમ નહી ધારો ત્યાં સુધી તેવા થનાર નથી માટે જેવું ધારશો તેવા થશો. જો સ્વતંત્ર થવાનું ધારશો, દરેક કામ કરવા લાયક છો એમ ધારશો, જો શ્રીમંત થવા ધારશો તો થશો. જો દાસ થવા કે ગુલામ થવા કે સરકાર માબાપ પાસે ભીખ માંગી નોકરી કરવા કે જુઠા જુઠા અમસ્તા પોતાના મનનાજ સંતોષ અને અભીમાન માટે ખીતાબ લેવા સોનાની કે લોઢાની બેડીઓ પહેરવા ધારશો તો તેવાજ ગુલામ બનશો. અમેરીકાની પ્રજાએ સ્વતંત્ર થવા વિચાર કર્યો કે થઇ. ફ્રાન્સે વીચાર કર્યો કે થઈ, જર્મનીએ વીચાર કર્યો કે કૈસર એક તેમને મન પ્રભુ હતો પરંતુ જર્મનીની હદમાં પણ રહેવા પામ્યો નહી. કારણ કે પ્રજા વીરૂદ્ધ થઇ ગઇ એટલે પોતે ગાદી છોડી દેશ છોડી દીધો. અને રાજસત્તા પ્રજાના હાથમાંજ આપવી પડી. રૂશીઆની સલતનત મહાન મોટી ગણાતી અને સો વરસ થયાં આપણે હીંદુસ્તાનમાં સાંભળતા આવ્યા છીએ કે રૂસીઆ આવે છે! તેનો પત્તો જગતમાં નથી માટે જેવી આપણી ઇચ્છા મહાન પ્રચંડ હશે તેમ થવાશે. જો આપણને આપણા હાથમા

કામ કરી શકો તેમ છો, ચાહે તે ધારો તેમ થઇ શકો તેમ છો, એમ નહીં ધારો ત્યાંસુધી તેવા થનાર નથી; માટે જેવું ધારશો તેવા થશો. જો સ્વતંત્ર થવાનું ધારશો; દરેક કામ કરવા લાયક છો, એમ ધારશો; જો શ્રીમંત થવા ધારશો તો થશો; જો દાસ થવા કે, ગુલામ થવા કે, સરકાર માબાપ પાસે ભીખ માંગી નોકરી કરવા કે, જુઠા જુઠા અમસ્તા પોતાના મનનાજ સંતોષ, અને અભીમાન માટે ખીતાબ લેવા સોનાની કે લોઢાની બેડીઓ પહેરવા ધારશો; તો તેવાજ ગુલામ બનશો. અમેરીકાની પ્રજાએ સ્વતંત્ર થવા વીચાર કર્યો કે થઇ, ફ્રાન્સે વીચાર કર્યો કે થઇ, જર્મનીએ વીચારકર્યો કે કૈસર એક તેમને મન પ્રભુ હતો; પરંતુ જર્મનીની હદમાં રહેવા પામ્યો નહિ; કારણકે પ્રજા વીરૂદ્ધ થઇ ગઇ; એટલે પોતે ગાદી છોડી દેવી પડી, અને રાજસત્તા પ્રજાના હાથમાંજ આપવી પડી. રૂશીયાની સલતનત મહાંત મોટી ગણાતી; અને સો વરસ થયાં આપણે સાંભળતા આવ્યાં છીએ કે, રૂશિયા આવે છે, તેનો પત્તો જગતમાં નથી; માટે જેવી ઇચ્છા મહાંત પ્રચંડ હશે; તેમ થવાશે. જો આપણને આપણા હાથમાં રાજસત્તા લેવી હશે તો તે મુજબ ઇશ્વર આપશે, અને જો, આપણે આપણી મેળે જો નાંલાયક છીએ એમ ધારીશું; તો તે પ્રમાણે ઇશ્વર નાલાયક બનાવતા ચાલ્યા જશે. જેવું ધારશો તેમ થશે એ તો ઇશ્વરી નિયમ છે. ઇંગ્લાંડ

નાના સરખા દેશના ત્રણ કોટી આદમીઓએ આખી જગતમાં સર્વોપરી લાયક છીએ એમ વીચાર કર્યો કે તે મુજબ બની ગયા અને આપણે લાયક છીએ એમ ધારીશુંજ નહિ તો તે મુજબ આચરણ કરીશું નહિ અને તે પ્રમાણે ધારીને આચરણ કરવાનું શરૂ કર્યું કે સર્વે આપણી પાસેજ મોજુદ છે. કાંઈ પ્રાર્થના કરે ભગવાન પણ આવતા નથી કારણ કે પ્રાર્થના એ ભીખ થઇ અને ભગવત પણ ભીખારી અને દરીદ્રીનું મોં જોતા નથી. જેવી રીતે જગતમાં પણ સાહુકારો શેઠીઆઓ ભીખારી અને દરીદ્રીને ઘરમાં આવવા દેતા નથી અને તીરસ્કારજ કરે છે ને બારણે ઉભા સરખા રહેવા દેતા નથી તેજ મુજબ ઈશ્વરના દરબારમાં જેણે જેણે પ્રાર્થના કરી ભીખ માંગી છે તેને આપી નથી અને ઉલટા દરીદ્રી બનાવ્યા છે પરંતુ જે વખતે જે પ્રજાએ કે વ્યક્તિએ પોતે બાદશાહનો બાદશાહ છું, મારી પાસે સર્વત્ર છે એમ ધાર્યું છે કે આવીને પ્રાપ્ત થયું છે, તેજ પ્રમાણે રાજાઓ પાસે કે ઇંગ્રેજ પ્રજા પાસે ભીખ માંગવાથી માત્ર લાતજ મળવાની. આપણે આપણી પાસે આપણા હૃદયમાં ભગવત્ છે અને તેજ આપણે છીએ એટલે આપણે આપણા પોતાના ઉપરજ ભરોસો રાખી જગતરૂપી નાટકશાળામાં આપણો પાટ બરાબર ભજવી બતાવવો જોઈએ એટલે બધું આપણા પગ તળે આવીને ઉભું રહેશે પરંતુ નાટકશાળાના સ્ટેજ ઉપર

આવી નાચતાં આવડતું નથી, હું લાયક નથી તો બહેતર છે કે નાટકના સ્ટેજ ઉપરથી ઉતરી પડવું નહીતો ઇશ્વર જે આ નાટકશાળાનો મેનેજર છે તે ધકા મારીને ઉંતારી મુકશે ને જે એમ કહેતા આવશે કે હમો લાયક છીએ, હમને હમારા પાઠ બરાબર ભજવતાં આવડે છે એટલે તરતજ મેનેજર જે ભગવત્ હૃદયમાં છે તે તે બળ તેને આપી નાટક સારામાં સારો છે એમ દરેક પ્રેક્ષક જોનારાઓ પાસે કહેવડાશે પરંતુ જેને પોતાના ઉપરજ શ્રદ્ધા નથી, જે હીંદુસ્તાનના તેત્રીસ કરોડોએ પોતાનો ભરોસો પોતાની જાત ઉપરથી ઉંતારી નાંખ્યો છે તે આ દુનીઆની નાટકશાળાના થીએટર ઉંપર સ્ટેજમાં ઉભા રહેવા લાયક નથી અને બીજી પ્રજાઓના જોડા ખાઇ ખાઇ નીચે પડે છે ને દરેક જગાએથી કુતરા બીલાડા જેવો તિરસ્કાર સહન કરે છે જેમાં આપણી પોતાનીજ ભુલ આપણા ધારવા તથા માનવાનીજ છે. જે મીનીટે આપણા પોતાના આત્મબળ ઉપર શ્રદ્ધા રાખી કામ કરવાનું જગતના કાર્યો જગતના કલ્યાણ સારૂ કરવાનું શરૂં કર્યું કે તરતજ લાયકાત આવી જશે કારણકે જગત્ની નાટકશાળામાં જે નાચવાનું છે તે પોતાના સ્વાર્થ સારૂ નહિ પરંતુ લોકો સારૂ છે તેજ પ્રમાણે આપણું પોતાનું દરેક કામ પારકા માટે એટલે દેશ સેવા માટે છે એમ જેવો સંકલ્પ કર્યો કે તેમાં તરતજ બળ

અને બુદ્ધિ આવી જશે અને દેશ સેવા ભેગુ આપણું પોતાના સ્વાર્થનું કામ સારી રીતેજ સંધાવવાનું પરંતુ તે મુજબની. ઇચ્છા અને તે પ્રમાણેનું વર્તન હશે તો. ઉલટા વર્તન અને વીચારથી ઉલટુંજ થવાનું કારણ કે જગત્‌ના તમામ કામ ઇચ્છા અનુસારજ થાય છે. આપણે નીચે નજર રાખી પાઇ પાઈ ઉપર નજર રાખી દળદ્રી બન્યા છીએ. અમેરીકાની પ્રજા એટલી બધી ચઢી છે કે કોઈ નશના બીજા લોકોને મજુરી માટે આવે તો દેશમાં પેસવા દેતા નથી કારણ કે તેમને વધારે પૈસા મજુરીમાં પણ મેળવવા છે અને તેથી અમેરીકામાં કોઇ પણ મજુરને મહીને ૨૦૦ ડોલર એટલે રૂા. ૬૦૦) છસોથી રૂા. ૭૦૦) કમતીમાં કમતી મળે છે જ્યારે આપણે ત્યાં વરસે પણ પણ મજુરને તેટલી મજુરી મળતી નથી, આનું કારણ માત્ર તેમના વિચાર મોટા છે. આપણા દેશમાં સર્વસ્વ છે પરંતુ વીચાર ટુંકા છે, અને લક્ષ્મીવાન જેટલા છે તેમને લક્ષ્મી યોગ્ય રસ્તે કામે લગાડવી નથી એટલે હમેશા લક્ષ્મી હમારી જતી રહેશે તેવો ભય રહે છે ને છેવટ તેમજ થાય છે. ભયને લીધે એક પેઢીએ નહીતો. ત્રીજી પેઢીએ તે ધનવાનોનાજ છોકરા નિર્ધન બનેલા જણાય છે પરંતુ એજ ધનવાનોએ ઉંચી દૃષ્ટી રાખી પોતાનું ધન દેશદાઝને લીધે દેશના યુવકોને કેળવણી આપવામાં અગર પોતાના દેશના

ઉદ્યમો વધારવામા ખરચ કર્યું હોય તો બગીચામાં છોડ વાવ્યાની પેઠે દિન પ્રતિદિન ધન વધતું જાત અને ત્રીજી પેઢીએ તો શું પરંતુ સો પેઢી સુધી તેમને ત્યાં ધન ખુટતજ નહિ માટે યુરોપ અમેરીકામાં ધનવાનો પોતાનું ધન ઘણે મોટે ભાગે દેશની દાઝમાં વાપરે છે, એટલે કે, દેશમાં કેળવણી પછવાડે, ઉદ્યમો પછવાડે, અને તેને પરિણામે તે દેશોમાં જ્યાં જુઓ ત્યાં આબાદાની, અને સ્વર્ગમય બનાવી તમામ પ્રજા-વૈભવ લઈ રહી છે. આપણા લોકોએ તે દેશોમાં જઇ કાર-ખાનાઓ, લાયબ્રેરીઓ, મ્યુઝીયમો જે ગામેગામ તેમણે બનાવ્યા છે, તેમજ ટાઉનહોલો, તેમના દેવળો, તેમની પોસ્ટ ઓફીસો, સ્કુલો, કોલેજો, યુનીવર્સીટીઓ, સ્ટેશનો મકાનો, રસ્તા જઇ જોવા જોઈએ કે, આ કયાંથી એમણે નકશા બનાવ્યા; અને કયા પહાડોમાંથી આરસો ફરસબં-ધીઓ લાવી આ બાંધવામાં આવ્યા છે કે, જેમના મકાનોમાં ગલીચાઓ, અને દાદરપર પણ ગલીચાઓ પથરાઇ રહ્યા છે. જ્યારે હમારા સાહુકારોને ત્યાંપણ લગ્ન પ્રસંગે માત્ર ગલીચો પાથરેલો જોવામાં આવે; ત્યાં ગરીબોના મકાનને જેટલું ફર-નીચરથી શણગારવામાં આવે છે, તેટલું ફરનીચર હમારે ત્યાં લાખોપતીના મકાનમાં રોજ વાપરવા સારૂ ગોઠવવામાં આવતું નથી; કારણ હમારી દષ્ટી કમી, અને નીચી છે, માટે આપણા વીચારો મોટા થવા જોઇએ; અને આપણો જે

સિધ્ધાન્ત સાક્ષાત રાજાધીરાજ-ભગવત સ્વરૂપ હું છું એ ભુલી ન જવો જોઇએ; એટલે તે સિધ્ધાન્ત જો, દૃઢ હોય તો; પછી હાયહાય પ્રભુના ઘરમાં હોયજ નહીં; તેમ ભય પણ હોયજ નહીં; પરંતુ પોતે પ્રભુ, અને પ્રભુનાં બાળકો છે, તે વાત ભુલી જવાથી માત્ર દાસ છું, ગરીબ છું કંગાળ છું. એ ભાવના રમી રહેવાથી ગુલામગીરી, દાસત્વપણું, દરીદ્રપણું, કંગાલપણું ઘેરેઘેર વ્યાપી રહ્યું છે. વિચાર સુધારો કે તરતજ તમામ તમારા પગતળે છે. દુનીઆમાં કાંઇ યુરોપ, અમેરીકા, આફ્રીકા ઓસ્ટ્રેલીયામાં સુવર્ણનો વરસાદ આવતો નથી અને પાણીનો વરસાદજ માત્ર હીંદુસ્તાનમાં આવે છે એમ નથી પરંતુ ત્યાં વીચારો મોટા મોટા છે અને દરેકના વીચારો મોટા હોવાથી તેઓ એક બીજા પોતાના દેશના ભાઈઓ ઉપર પ્રેમ ભાવનાથી જુવે છે અને એક બીજા સાથે મળી મોટી મોટી કંપનીઓ કાઢી દેશ સેવાના કામમાંજ મોટા મોટા કારખાનાઓ કાઢી રહ્યા છે ને એક પછી એક શોધ પછવાડે લાગી કુદરતમાં જેટલી વસ્તુ છે તેનો અનુભવ કરવા મથે છે અને તે વસ્તુઓ તાબામાં લઇ તેનો ઉપયોગ કરે છે અને જગતના મોઢા આગળ તે તે પદાર્થો અનુભવમાં મુકવા પ્રયત્ન કરે છે અને સુખ પોતે તે પદાર્થો પછવાડે લાખો ને કરોડો રૂપીઆ ખરચી મેળવી તેમાંથીજ પાછા પૈસા પેદા કરે છે, જ્યારે આપણે એક બીજા તરફ ભેદ દૃષ્ટી

દ્વેષ ભાવના રાખી કંપનીઓ કાઢવામાં એકત્ર મળતા નથી અને તવંગર ગરીબ વર્ગ વચ્ચે મોટો તફાવત રાખી તેમના તરફ નીચી દૃષ્ટીએ તવંગર વર્ગ જુવે છે અને ગરીબ વર્ગને કેળવી કારખાનાઓ ખોલી તેમને ફાયદો પહોંચાડી પોતે ફાયદો મેળવવા વીચાર નહી રાખવાથી છેવટ પૈસા ખોઇ પોતે પણ એટલે કે ત્રીજી પેઢીએ ગરીબનીજ પંકતી પર આવી બેસે છે એ શોચ કરવા જેવી વસ્તુ છે. માટે શ્રીમંતોએ આ પશ્ચીમના દેશોમાં ફરી તેઓનું અનુકરણ કરવું જોઇએ; અને બીજા મધ્યમવર્ગના લોકો ઉપર તેમજ ગરીબો ઉપર પ્રેમભાવની દૃષ્ટીથી જોતાં શીખવું જોઈએ; અને દેશમાં કેમ ઉદ્યમ વધે; અને દેશની તમામ જરૂરીયાતો કેમ ઉત્પન્ન પોતાના દેશમાં બનાવાય કે, જેથી પોતાની દોલત વધે; અને ગરીબ, તેમજ મધ્યમવર્ગના લોકોની રોજી જાગે, આ ભાવના થાય તો; કાલ સવારે આપણે હીંદુસ્તાનના લોકો જાપાન ઈંગ્લાંડ અમેરીકાના બજારમાં દુકાનો કાઢી આપણા દેશમાં, તેમજ પરદેશમાં પણ પોતાનો માલ આપતા થઈ જાય; પરંતુ આજકાલ તો આપણે પોતાનો કાચો સુવર્ણમય માલ પરદેશના તમામ ભાગોમાં મોકલી રહ્યા છીએ; અને તેજ માલ પરદેશીઓ પોતાના વિજ્ઞાનના બળથી પાછો દેશમાં મોકલી આપણી પાસેથી સોગણા દામ લઇ રહ્યા છે, તેનું કારણ આપણામાં બુદ્ધિની ખામી અને

એકયતા નહીં; અને દેશદાઝ અને દેશમાં હમે સર્વે હીંદુસ્તાની ભાઇઓ છીએ, એ લાગણી જેટલી જેટલી કમી થતી ગઇ; તેટલા તેટલા બુદ્ધિહીન થઇ, પરાવલંબી થઇ રહ્યા છીએ. હજુ પણ દુનીયાના જુદા જુદા દેશો, અને તેમનું ચારિત્ર જોઇ ઐકયતાનો મંત્ર શીખો; અને ગુલામી, તેમની વિદ્યા, ખુશામતીઆપણું, ચાડીયાપણું તાબેદારીપણું છોડો; નહીં તો હજુપણ તાબેદારી કરી સલામો કરી સાહેબ, સાહેબ, કરી જોડા નીચે ચગદાઇ જશો.



## પ્રકરણ ૧૧મું.





જુવો, ઐકયતાનો મંત્ર અમેરીકામાં જો કે જુદી જુદી જાતની પ્રજા છે, કેટલાક અંગ્રેજો, તો કેટલાક ફ્રેન્ચો, તો કેટલાક આયરીશો, કેટલાક જર્મનો તો કેટલાક સ્પેનીશો, તો કેટલાક સીરીયનો, કેટલાક જયુ તો કેટલાક ઈટેલીઅનો, તો કેટલાક સિંધીઓ પરંતુ સર્વે અમેરીકનની પ્રજા કહેવડાવવાનો દાવો કરે છે અને હમો સર્વે એકજ છીએ, કોઇ નાનું મોટું નહિ તેના મુળ સિદ્ધાંતને વળગી રહેલા છે. જો સ્ટેશન પર જઇ ટ્રેનો જુવો તો મોટા-આખા યુરોપ અને એશિઆમાં નથી તેવા મોટા ગાડીના ડબા તથા એનજીનો પરંતુ આગગાડીમાં એકજ ફર્સ્ટ કલાસ, ન સેકન્ડ કે ન થર્ડ કલાસ એટલે શેઠ કે ચાકર હું મોટો કે નહાનો તે અભીમાન જોડેજ બેસવાથી ઉંચા નીચાનું જતું રહે છે તેમના કોઇને ખીતાબ કે ન કોઇને જુદી સરકાર તરફથી ડીગ્રીઓ એટલે તે અભીમાન પણ ગયું છે. તેમના કોઇ એક બીજા તરફ તીરસ્કાર કે ન સાહેબજી સાહેબજી કે ન થેન્કયુ તેમજ અંડર ગ્રાઉન્ડ રેલ્વે અને એલીવેટર રેલ્વે ઉપર પણ એકજ ભાડું અને એકજ કલાસ અને પ્રજા પ્રમાણીક બનાવવા કોઇ પણ એલીવેટર અને અંડર ગ્રાઉન્ડરેલ્વેમાં ટીકીટ તપાસનારજ નહી કારણ કે ટીકીટ

લઇ ટ્રેનમાં જતા પહેલા દરવાજા આગળ આદમી એક પેટી સંચાની લઇ બેઠો હોય તેમાંજ ટીકીટ નાંખી ચાલ્યા જવાનું એટલે હજારો ટ્રેનના ઇન્સપેક્ટરોને ટીકીટ તપાસવાની કે જોવાની ખટપટ ગઇ તેમજ તેટલા નોકરોને રાખવાનો પગાર બચ્યો ને પ્રજાને પ્રમાણીક બનવાનું શિક્ષણ શરૂં થયું ને તે આપો આપજ બને, જે વાત યુરોપ ખંડમાં નથી તેમજ અમેરીકાની સ્કુલ, કોલેજોમાં કે કારખાનામાં શીખવવા સારૂ કલર પ્રેજયુડીશ નથી કારણ કે દેશ જુદી જુદી પ્રજાનો બનેલો છે ને દરેક પ્રજાના બચ્ચાંઓને કેળવણી દરેક લાઈનમાં કાંઇ પણ તફાવત વગર આપે છે અને માસ્તર અને છોકરાઓ વચ્ચેનો સંબંધ માત્ર કુટુંબી અને ભાઈબંધ જેવો હોવાથી પ્રેમી શિક્ષણ મળે છે. આ એક અમેરીકા દેશની ખરેખરી બલીહારી છે. એ પ્રજા યુરોપની પ્રજા કરતાં અનુભવમાં વેદાંતી વધારે છે પરંતુ યુરોપમાં ફર્સ્ટ, સેકન્ડ, થર્ડ અને ફોર્થ કલાસ સુધી છે અને કલર પ્રેન્યુડીશ ઇંગ્લાંડમાં સર્વથી વધારે છે અને તેટલો જર્મનીમાં કે ફ્રાન્સમાં નથી અને જર્મની અને ફ્રાન્સના લોકો હીંદુસ્તાનના લોકોને ઘણા ચાહે છે અને જર્મનીમાં તો ઘણા હીંદુસ્તાની ભાષા શીખે છે ને શીખેલા છે તેમજ સંસ્કૃત પણ ભણેલા છે તેમજ હીંદુસ્તાનની ફીલોસોફી મહાભારત, રામાયણ, ભગવતગીતા પણ ઘણા જર્મનો ભણેલા છે, જે બાબત

આપણા દેશના બંધુઓ હીંદુસ્તાની છતાં પોતાના ખરા ગ્રંથો ભણવા જોઇએ ને જાણવા જોઈએ તે નહી ભણવાથી આ દેશ ભાવનામાં રહ્યા છે. અમેરીકાના સર્વે શહેરોમાં મોટી મોટી લાયબ્રેરીઓ તેમજ મોટી મોટી કોલેજો, સ્કુલો મ્યુઝીયમો અલોકીક બાંધી બેઠા છે, અને કારખાનાઓ, રેલ્વેઓ હોટલો, રેસ્ટોરાન્ટો આખી રાત દીવસ ચલાવી રહ્યા છે. આગગાડીમાં સુવાની સગવડ અમેરીકામાં યુરોપ કરતાં સારી છે. ઘરમાં પલંગમાંજ સુતા ને અમેરીકાની ટ્રેનમાં રાતના સુવાનું સરખું છે. ગાદીતકીયા ચાદરો ઓઢવાનું સર્વે તૈયાર બીછાના કરી આપવામાં આવે છે નહીં કે હિંદુસ્તાનની સેકન્ડ ફર્સ્ટકલાસમાં ઘરથી બેડીંગ લઇ જાઓ તો પાથરો કે હોડો, તેવો રીવાજ યુરોપ અમેરીકામાં તો બીલકુલ નથી, એટલુંજ નહિ પરંતુ તારો જે ઓફીસોમાંથી રોજ મોકલવામાં આવે; તેનો હીસાબ પણ બેન્કના હીસાબની પેઠે અમેરીકામાં મહીને મહીને કરવામાં આવે છે, અને એટલી સગવડો ઓફીસમા તાર માટે રાખવામાં આવે છે કે ઓફીસમાંથી તાર કરવો હોય તો; ત્યાંથી એક એવું કનેકશન તારઓફીસમાં રાખવામાં આવેલું છે કે, ઓફીસમાંથી એક બટન દબાવવાથી તારઓફીસમાંથી તાર લેવા છોકરો આવે; અને તાર લઇ જાય છે, એટલે આપણે તાર મોકલવા કોઇને મોકલવાની કે માણસની જરૂર રહેતી

નથી, જે સગવડ યુરોપમાં નથી. વધુમાં અમેરીકાની હોટલોમાં દરેક રૂમદીઠ એક પાયખાનાની અને બાથરૂમ, તેમજ ગરમ પાણી ટાઢા પાણી પીવાનું, આઇસના પાણીની સગવડ રહેવાની કોટડીની જોડે બીજી કોટડી બનાવી રાખવામાં આવેલી છે, જેટલી સગવડ દરેક રૂમદીઠ હોટલમાં યુરોપમાં બધે નથી; તેમ ઇંગ્લાંડ, જર્મની ફ્રાન્સની દરેક હોટલોમાં તે સગવડ નથી. અમેરીકામાં સ્વયંહોટલો ચાલે તેવી ઓટોમેટીક હોટલો કરવામાં આવેલી છે જેમાં પાંચ પાંચ સેન્ટ કે દસ સેન્ટ નાંખવાથી તેના ઉપર જે જે પદાર્થો લખ્યા હોય તે કાચમાંથી પણ જણાય તે નાખવાથી બારણું ખુલે કે તમો તે પદાર્થ લઇ લો કે પછી બારણું બંધ થાય અને ત્યાં તરતજ તેવો બીજો પદાર્થ પછવાડેથી તૈયાર આવે તેમજ ચહા કોફી વીગેરે તેજ પ્રમાણે પૈસા નાંખી પ્યાલો ભરીલો. કેટલાક હોટલમાં ટીપ નહિ આપવી હોય તેને માટે જાતે સેલ્ફ સરવીસની હોટલો અમેરીકામાં રાખવામાં આવી છે તેમાં જે જે વસ્તુ જોઇએ તે જાતે જોઇ જોઇને લઇ લેવી ને ટેબલ પર બેસી જમી લેવું અને તે પ્રમાણે બીલ આપે તેના પૈસા આપી દેવા એટલે ત્યાં ટીપ આવવાની નહિ. આ સગવડ પણ અમેરીકામાં છે. અમેરીકામાં ભણનાર છોકરાઓને માટે એટલી સગવડ છે કે સ્કુલ કોલેજ યુનીવરસીટીઓ સવારના છથી રાતના

અગીઆર વાગતા સુધી ચાલે છે તેમાં જે જે વખતે જેને સવારથી રાત સુધી પોતાનો કલાસ લેવાની પુરસદ હોય તે તે વખત મુકરર કરી કોલેજ યુનીવરસીટીમાં જઈ શકે છે અને દીવસે પોતે નોકરી કરી પૈસા પેદા કરી રાતના કલાસ જોઈન્ટ કરી પોતે પોતાના ખરચના પેસા પેદા કરી શકે અને ભણી પણ શકે છે, એવી સગવડ યુરોપ ખંડમાં નથી. ટુંકાણમાં અમેરીકામાં ભાષા પણ ઇંગ્રેજી છે તેથી બીજી ભાષા ફ્રેન્ચ, જર્મન શીખ્યા વગર દરેક જાતનું શિક્ષણ ઈગ્રેજીમાં સહેલાઇથી દીવસે પૈસા રળી રાતના પણ ગરીબ આદમી ભણી શકે છે, માટે હીંદુસ્તાનના લોકો માટે અમેરીકા ભણવા સારૂ ઘણોજ સુગમ દેશ ટુંકાણમાં છે. જાપાન ત્યાંથી શીખી આજ શિખરે ચઢયું છે અને હીંદુસ્તાનના સર્વે લોકોને એજ વીનંતી છે કે દરેક ગામના અને શહેરના લોકોએ પોતાના ગામ અને શહેરમાંથી લાયક છોકરાઓ એક બે ચાર જેટલા એકત્ર અભીપ્રાયથી મોકલી શકાય. જો તેઓ ગરીબ હોય તો તેનો ખરચ ગામ સમસ્ત તરફથી અગર શહેર સમસ્ત તરફથી એકઠા કેળવણીના કરેલા ફંડમાંથી આપીને પણ મોકલી આપવો જોઈએ. દેશના હીત અર્થે વિદ્યાદાન આપવાની જરૂર છે અને તેનુંજ નામ ખરો ધર્મ અને વિદ્યાદાન એજ દેશ સેવા છે. અને તેવી રીતે મોકલેલા છોકરાઓ સાથે બે વાતનો બંદોબસ્ત કરી લેવો કે તેમને ત્યાં અમે-

રીકાથી શીખી આવી ત્રણ વરસ સુધી પોતાના અને પોતાના કુટુંબના નીર્વાહ જેટલો પગાર લઇ પોતાના ગામ અગર શહેરના લોકોને વિદ્યા ભણાવવી અને પછીથી પોતે સારી સ્થીતીમાં પહોંચે અને પૈસા પેદા કરે તેમાંથી પોતાને મળેલા રૂપીઆ વગર વ્યાજે મુદ્દલ પાછા ગામને કે શહેરના ફંડ જેમાંથી લીધા હોય તેમાં પાછા આપવા, આવી રીતે ન પૈસા જશે ન કાંઇ ખોવાશે અને તેથી ઉલટું દેશમાં વિદ્યા અને ધન ઘટવાને બદલે હજારોગણું વધતું જાહ્યું જશે અને દેશના બંધુઓ દેશ સેવા કરતા શીખશે. આના કરતાં બીજો સ્વધર્મ કયો હોય ? ભાઇઓ, આ વાત શીખો, પ્રજા બનો, નહિ તો ઉંડા સમુદ્રમાં બુડી મરવાનું થશે. હાલના બુદ્ધિના જમાનામાં બુદ્ધિ કેળવી લાયકાત નહિ બતાવો તો બહારની પ્રજા રૂબરૂ રેલના લાકડાની માફક નદીમા ઘસડાઈ જશો તો સમુદ્રમાં કાં અથડાશો તેનો પત્તોજ નહી લાગે માટે તે મુજબ અમલ કરવા કાંઇપણ વિચાર કર્યા વગર વખત નહી ગુમાવતા તૈયાર થાઓ.



## પ્રકરણ ૧૨મું.



મેરીકામાં એટલો પૈસો બુદ્ધિ ઉદ્યમથી અને મોટા વીચારોથી અને વિદ્યાથી વધ્યો છે કે મીલના મજુરો મીલમાં પોતાની મોટરોમાં બેસીને જાય છે. આપણા દેશના પંજાબી ભાઇઓ આસરે પાંચ હજાર અમેરીકાના કેલીફોર્નીઆ ગામમાં છે તેઓ પોતાનો ધંધો ખેતીનો કરે છે અને દરેકને ઘેર એક બે મોટરો છે અને દરેકજણ દશ હજારથી ઓછા પૈસા પેદા કરતા નથી. અમેરીકામાં ડોટ્રોઈટ શહેર છે ત્યાં ફોર્ડનું મોટરકારનું કારખાનું છે તે એવું અને એવડું મોટું છે કે જ્યાં દરરોજ 3000 ત્રણ હજાર મોટરકાર બને છે. દર ત્રણ મીનીટે એક મોટરકાર તૈયાર થાય છે જ્યારે આપણા હીંદુસ્તાનમાં આજ એક વરસે એક મોટરકાર બનાવવા તેત્રીસ કરોડમાંથી એક પણ બુદ્ધિમાન તૈયાર નથી એ શરમ ભરેલું છે. મોટરમાં બેસનાર કરતાં મોટર બનાવી શકે તેને સોગણું માન છે. મોટરમાં બેસી પારકા દેશને પૈસા ખવડાવીએ એમાં શું પરાક્રમ કર્યું. એ તો ધન્ય છે ફોર્ડ સાહેબને નહી કે મોટરકારમાં બેસનારને ! આપણા દેશના બંધુઓ તો એવા હીણ ભાગી અને બુદ્ધિના સાગરો જન્મ્યા છે કે મારે તો મોટાર ફલાણા મેકરની જોઈએ. ભાઇ એમ પૈસા ગુમાવવા કરતા

મારે તો મારા દેશમાંજ મોટરો બને તોજ બેસવું, એવી દરેક મોટરનાં બેસનાર પ્રતીજ્ઞા લે તો કાલે સવારે એક મહીનામાં દેશમાં મોટર બનાવવાનાં સો કારખાના ઊભાં થાય. પરંતુ તે બુદ્ધિ કયાં છે? અહીં તો પારકા દેશની વસ્તુઓપર મોહ છે, અને તે વાપરી ફલાણો મેકર સારો, ને ફલાણો નઠારો જેમ એક બીજા કહેતા આવે તેમ માની બકવાનું છે. ભાઇ, તમો તેત્રીસ કરોડ દેવતાઓ પૈકી એકને મોટર બનાવતાંજ આવડતી નથી તો તમારી શું બુદ્ધિથી વાત કરી શકો છો કે ફલાણો મેકર સારો ને ફલાણો નઠારો. એ તો જેને મોટરો બનાવતાં આવડતી હોય અને તે તમામ સંચે સંચા બનાવવાની ગમ હોય તે તેની પરીક્ષા કરે. વકીલ કે બારીસ્ટર હુશિઆર છે કે મૂખ છે તે જડજ કે તેનાથી હુસીઆર વકીલ બારીસ્ટર તેની પરીક્ષા કરી શકે, અસીલ પરીક્ષા કરવા લાયક હોય તો વકીલને ત્યાં મરવા જાય. આ તો તે પ્રમાણે એક ગાડરીઓ પ્રવાહ ચાલે છે. એકે કહ્યું કે આ મેકર સારો એટલે સારો ને આ નઠારો એટલે નઠારો. ભાઇ, તમારી બુદ્ધિ મારી ગઇ છે. તમો જાતે યુરોપ અમેરીકામાં જાઓ, ત્યાં તો મોટરના કારખાનાવાલાઓ તમામ મોટર બનાવનારા નથી. એંજીન વીગેરે બનાવનારા જુદા, ને લેમ્પ હોર્ન બનાવવારા જુદા, તો ટાયર બનાવનારા જુદા, તો બોડી બનાવનારા જુદા, તો પૈડાં

બનાવનાર, કમાન ધરી બનાવનાર જુદા અને તે બધાને જોડી મોટરકાર તૈયાર કરવાના કારખાના જુદા જેને એસી-મીલેટીંગ ફેકટરી કહે છે. એ પ્રમાણે કામ વહેંચાયલા છે તે બધાને એકઠા કરી જે તૈયાર કરે તે એક કારખાનુ ને તેના નામની મોટર, તેજ પ્રમાણે બાઇસીકલમાં પણ જુદા જુદા ભાગો બનાવનાર હોય છે તેને એકઠા કરી વેચનાર જુદા હોય છે ને આપણે તો પુછડું એક મોટરનું પકડું" તે પકડું. જરા બુદ્ધિથી વીચારો, દુનીઆ જુવો અને જેમ લોકો ભમાવે પોતાનો માલ ખપાવવા સારૂ તેના એજન્ટ બની ગીતો ગાય તેને વળગી ન રહો. જો તમારા ધારવા પ્રમાણે લ્યુકાસના લેમ્પ સીવાય બીજા કોઇના લેમ્પ હોર્ન ચાલે નહિ તો જર્મની જે ઇંગ્લાંડનો માલ લેતા નથી અને ફ્રાન્સ જર્મનીનો લેતા નથી અને અમેરીકા ઇંગ્લાંડનો લેતા નથી તેની ગાડીઓ તો વગર દીવેજ ચાલે અને ઇંગ્લાંડમાં પણ હજારો દીવા બનાવનાર અને વખતો વખત દર વરસે જે મોટર અને મોટર એલેસરીઝનું એકઝીબીસન ઇંગ્લાંડ ફ્રાન્સ, જર્મની અમેરીકામાં તે તે ગામના તમામ મેન્યુ-ફેકચરરોનું ભરવામાં આવે છે તે નકામું અને તેમનો માલ અને કારખાના બંધજ કરવા પડે પરંતુ ભાઇ તમો એકજ નામને વળગી ધન માત્ર ગુમાવો છો. આટલી બધી તમારી બુદ્ધિ દિન પ્રતિદિન જડ થતી ચાલી છે અને કાંઇ

સમજતા નથી તેનું આ પરિણામ છે. દરેક દેશમાં - એક બીજાના ગુરૂઓ માલ બનાવનારા બેઠા છે. આપણને તો જ્યાં સુધી દેશમાં માલ બનાવતા ન આવડે ત્યાં સુધી સોંઘો ને સારો જેનો માલ હોય તે સારો ગણવાનો છે નહીં કે અમુક મેકરને વળગી તેની માત્ર છાપ પર મોહ કરી દેશના નાણાં ગુમાવવાનાં છે. ભાઈ, ઇંગ્લાંડ વીગેરે યુરોપમાં દરેક મશીનરીમાં જુદા જુદા તેના પાર્ટસ બનાવનાર જુદી જુદી પેઢીઓ હોય છે અને તે બધાને એકઠા કરી એક મશીન કમ્પલીટ બનાવનાર એક જુદી પેઢી હોય છે એ વાત તે તે દેશમાં જઇ કારખાનાઓ જઇને જુવો અને અમુક મેકરને વળગી રહેવાનો અભીપ્રાય સીવાય હીંદુસ્તાનના લોકો જે અભણ અજ્ઞાન મુર્ખ એ મશીનરી અને દરેક ચીજો જે તેઓ બનાવી શકતા નથી તેને માટે ઉલટો વગર જાણે લઇ બેઠા છો તે કાઢી નાંખવો જોઇએ અને સહુ કરતાં સરસ રસ્તો તો પોતે પોતાના દેશમાં એ તમામ પોતાને જોઇતી ચીજો બનાવવા પરદેશથી તે તે કામના એક્ષપર્ટ લાવી કારખાના ખોલી બનાવવા કોશીશ કરવી એ પહેલું કામ છે. અને તેની સાથે સાથે જ્યાં સુધી તેમ ન થાય ત્યાં સુધી એ પરદેશના માલને નહીંજ વાપરવો ને ચલાવી લેવું એવી પ્રતિજ્ઞાની ખાસ જરૂર છે. જ્યારે સો વરસ પહેલા આપણા દેશ સાથે પરદેશના માલ સાથે સંબંધ નહોતો ત્યારે શું

દેશના લોક નાગા ફરતા હતા કે મકાન વગર રહેતા હતા કે રંગ રોગાન વગર રહેતા હતા કે દવા વગર મરી જતા હતા કે જોડા વગર ઉઘાડે પગેજ ફરતા હતા કે હતું શું તેનો વિચાર કરો અને તે પ્રમાણે પરદેશીના જેવોજ માલ જેમ યુરોપના તમામ દેશો પોતપોતાના દેશ માટે તમામ જાતનો માલ બનાવી પોતે વૈભવ કરી રહ્યા છે તો તે પ્રમાણે આપણા દેશમાં દરેક વસ્તુ રોજીંદા બહાર ગામ પરદેશમાં જઈને તેજ વસ્તુની આ સર્દ વસ્તુ બને છે તેને આપણેજ સુધારી આપણી જરૂરીઆત મુજબ બનાવવાના કારખાનાઓ બને તેટલી ઝડપે ખોલો નહી કે એકે કર્યું તેજ બીજાએ કરવું અને એકે વીમા કંપની કાઢી કે બીજા સો જણાએ તેજ તે મુજબની કાઢી. માટે કારખાનાઓ દરેક જાતનો માલ બનાવવા તેમજ મશીનરી બનાવવા રૂ, રેશમ, જ્યુટ તમામની ચીજો બનાવવા તેમજ દવાઓ, પરફ્યુમરી, મોટરો, સાઇકલો, લેમ્પો, તમામ જાતની મશીનરીઓ, કાચ, કાચના વાસણો, ઇલેકટ્રીકને લગતો તમામ સામાન, કટલરી, લોખંડનો તમામ સામાન, પાઇપો, પમ્પો વીગેરે બનાવવા માંડો. ન આવડે તો દુર દેશમાં જઇ શીખી આવો અગર તે તે જાણનારા એકસપર્ટો બોલાવી તે તે ખાણોમાંથી માલ કાઢી બનાવો ને તેજ વાપરો, તેવી પ્રતીજ્ઞાઓ લો તો કાલે તમારા મકાન અમેરીકા જેવા ચાલીસ પચાસ મજલાના

બનશે ને હાય હાય જશે પરંતુ તમારે તો કાંઈ કરવું નથી, યુરોપની કે અમેરીકાની પ્રજાને ભગવાને પરવાનો આપ્યો નથી પરંતુ તેમને રાત દિવસ કામ કરવું છે અને પોતે માલ બનાવી ભોગવવો છે, પરંતુ હમારે તો તેમ કરવુંજ નથી. ભાઇઓ, પારકી બાઇડી ઢેડાની હોય; ને ખુબસુરત હોય; તેથી કાંઇ પરણાય ? ન પરણાય, તે મુજબ પ્રતીજ્ઞા લઇ પારકા દેશનો માલ ગમે તેવો સારો હોય; પરંતુ તે નહિંજ લઇએ, હમો તેવો બનાવીશું ને વાપરીશું; એમ જ્યાં નિર્ણય કર્યો કે, ભગવત પાસે હૃદયમાં છે, એટલે બુદ્ધિ આપશે; અને સહાય કરશે, ને તરતજ જાપાનની પેઠે જેમ જાપાન આજ બધો માલ બનાવે છે, તે મુજબ બનાવી વાપરી શકશો જાપાન, ઈંગ્લાંડ, અમેરીકા ત્રણે પ્રજા જ્યુટ પેદા કરતી નથી; તે હીંદુસ્તાનજ પેદા કરે છે, પરંતુ આપણે જ્યુટ વેચી તેની તમામ ચીજો બનાવી આપણને મોકલે તે વાપરીએ છીએ. તો ભાઇ, શામાટે તમો તમારી જરૂરયાતની ચીજો જ્યુટમાંથી તમારે બારણે જ્યુટ છતાં ઓછી કીંમતે મજુરી સોંઘેથી બનાવી તેનો વૈભવ લેતા નથી તે કહો ! સ્કોટલાંડના ડંડીના લોકોને કલકત્તામાં કારખાના ખોલવાનું, જ્યુટની ગુણપાટ વીગેરે બનાવવાનું આટલા પંદર હજાર માઇલથી સુઝયું; પરંતુ ત્યાં રહેનારા આંધળા હીંદુસ્તાનના લોકોને ન જડે; અને

પછી હમે કંગાલ છીએ; તેમાં ભગવાન શું કરે ? ધોળે દીવસે આંખે પાટા બાંધીને ફરીએ; તો પછી તેમાં સૂર્ય-નારાયણનો વાંક કે કોનો ? ઇશ્વરે હીંદુસ્તાનને તમામ ચીજો આપી છે, છતાં દરીદ્રીઓ બની માંહોમાંહે લડી બુદ્ધિ બગાડી બેઠા છો, એટલે કે, વેશ્યાના ઘરમાં ચાહે હીંદુ આવે; ચાહે મુસલમાન આવે; ચાહે કીરસ્તાન આવે તે પ્રમાણે હમારા દેશમાં વેશ્યાની પેઠે ગમે તે પ્રજા આવી હમને માર મારી જાય તો તૈયાર છીએ કારણ કે રાંડ થયા છીએ તો ભાઇ મરદ બનો અને તમારે ત્યાં સોનાની ખાણો છે, રૂપાની ત્રાંબાની, કોલસાની, લોખંડની, મેંગેનીઝની એસબેસટોસની અબરખની, માણેકની, આરસની પથ્થરની, હીરાની, તે ખોદો, એથી વધારે ઇશ્વર શું આપે. તે ઉપરાંત તમારે ત્યાંજ રૂ, ઉન, જ્યુટ, રેશમ, સર્વ જાતનું તેલ, તેના બીઆ, કોપરૂં કોપરેલ માટે, એરંડીઆ દીવેલ માટે, તલી તેલ માટે, સરસવ સરસીયા માટે, વીગેરે જોઇએ તે વન-સ્પતી, શાક ભાજી નવે નીધ અને અષ્ટમા સીધ, જોઇએ તેવાં દરેક જાતના પુલ ફળો, આંબા તો તમારાજ દેશમાં છતાં દુઃખ તેનું કારણ તમો પોતેજ, કારણ કે જાપાન, ઇંગ્લાંડ અત્રેથી રૂ, ઉન, જ્યુટ લઈ જઇ કપડા બનાવી તમને આપે તો શા માટે તમો તમારી મેળે તેમાંથી ન બનાવો, મેંગેનીઝના પથરો અહીંથી જાય ત્યારે સ્ટીલ

થાય તો શા માટે તમો ન બનાવો, ચામડા અત્રેથી લાખો મણ જાય તેના જોડા, પેટીઓ વાપરો તો શા માટે તમો ન બનાવો પરંતુ ભાઇ જ્યાં સુધી તમને પારકો માલ વાપરતાં અને પહેરતાં જેમ બ્રાહ્મણ થઇ ઘાંચીની ન્યાતમાં જમવા બેસતા શરમ લાગે તે મુજબ :જ્યાં સુધી શરમ નહી લાગે ત્યાં સુધી તમો પોતાના દેશમાં તમામ જરૂરીઆતની ચીજો બનાવવા તરફ લક્ષ આપનાર નથી. અને જ્યાં સુધી તમો તમારા પગ ઉપર ઉભા રહેતા અને જેમ બીજી તમામ પ્રજા પોતાની જરૂરીઆતો પુરી પાડે છે તે મુજબ પાડતા નહી શીખો ત્યાંસુધી હિંદુસ્તાનીઓ કુલી છે, સ્નેક ચારમર્સ છે અને જંગલી છે તે તમારૂં કલંક નહી જાય. એક તરફ તેત્રીસ કરોડ ને એક તરફ ત્રણ કરોડ છે તે બુદ્ધિથી તમને ગધેડા બનાવી નાલાયક બનાવી રહ્યા છે તેનું કારણ આપણે પોતેજ છીએ. આપણે આપણું કામ સમાલી લેતા ન આવડે, આપણી જરૂરીઆતોની ચીજો એકત્ર થઇ બનાવતા ન શીખીએ અને પારકી વસ્તુનો ત્યાગ કરતાં ન શીખીએ ત્યાંસુધી ઇશ્વરી મદદ ક્યાંથી આવે કારણકે એવી કહેવત છે કે God help to those, who help themselves માટે બંધુઓ, ચેતો, આ કાર્ય હાલની યુવાન પ્રજાએ સમજી આખા દેશમાં દેશદાઝથી કરવાનું છે અને તમો નહી કરો તો હવે તમારી અધોગતીજ સમજજો.

બહાર પરદેશમાં જાઓ, કોઇ તમને તેત્રીસ કરોડ છતાં માન આપે છે તે જુવો. તે તો તમારી તરેફ ઉલટા તીરસ્કારની નજરે જુવે છે. જો કે તમો તો તેમને સાહેબ સાહેબ અને તેમનાજ એજન્ટો બની તેમના ગુલામ બની બજારે બજારમાં ને ઘેર ઘેર તેમનો માલ વેચી દેશને દરિદ્રિ બનાવી તેમને રળાવી રહ્યા છો છતાં તેઓ તો તમારી તરફ કુલી, તમો હમારા ગુલામ નોકરજ છો એમ જુવે છે એમાં તેઓ કાંઇ ખોટું કરતા નથી કારણ કે તેમના તમો ભાટની પેઠે વખાણ તેમના માલના કરા આપણે વેચીએ અને દેશદ્રોહી થઈ દેશના લોકને પારકો માલ સારો સારો કરી આપી પૈસા કઢાવી પરદેશીઓને ઘેર ભરીએ એટલે તેમના નોકર યાને ગુલામ છીએ એ વાત નિઃસંદેહ છે અને તેથીજ તેઓ Indian Coolies કહે એમાં નવાઈ પણ નથી માટે બંધુઓ, જ્યાં સુધી પરાવલંબી રહેશો ત્યાં સુધી દુઃખીજ રહેવાના માટે ટુંકાણમાં દેશમાં તમામ ચીજો છે તેનો ઉપયોગ કરતા શીખો અને જેમ દરેક પ્રજા પોતપોતા સારૂ બનાવી રહી છે તેમ તમો બનાવી લો.



## પ્રકરણ ૧૩ મું




અમેરીકા, ઇંગ્લાંડ, જર્મની, ફ્રાન્સ વીગેરે ઠેકાણે જવા સારૂ કોઇ વધુ ચીજની જરૂર નથી. અમેરીકા જવું હોય તો ત્યાં ન્યુયોર્કમાં આપણી હીંદુસ્તાન એસોસીએશન છે, તેના સેક્રેટરીને લખવું એટલે તેઓ સ્ટીમર પર આવી જે જે બાબતની આપણને ગોઠવણ કરવી હશે તે કરી આપશે, સ્કુલ કાલેજ વીગેરે જે જે લાઈનનો અભ્યાસ કરવો હશે તો તે પણ બતાવી તે જગાએ દાખલ કરાવવા તમામ આપણા હીંદુસ્તાન એસોસીએશનના મેમ્બરો બનતી મદદ કરવા હંમેશાં તૈયાર છે તેમજ જેમની પાસે પૈસાનું ત્યાં ગયા પછી ભણવા સાધન નથી હોતું તો તે બાબત પણ તમામ મદદ કરવા તેઓ તૈયાર રહે છે અને તે બાબત બનતું કરી ગોઠવણ કરી આપે છે, તેમજ બીઝનેસ બાબત તેઓના સંબંધમાં Mr. Gest જેવા ઘણા અમેરીકન મરચન્ટ ઘણાજ માયાળુ છે, તેમની મારફત દરેક સગવડ મળી શકે તેમ છે, તેમજ આપણા કેટલાક હીંદુસ્તાનીઓ Export, Emport ના બીઝનેસ વીગેરેનાં છે, એટલે કોઇ જાતની આપદા નથી; અને વધુમાં તેઓ આપણુંજ મકાન એસો-એશનનું, અને Indian ખોરાકનું રેસ્ટોરાન્ટ ખોલવા તૈયાર છે. માત્ર આપણે આપણા તરફથી પૈસાની મદદ કર-

વાની જરૂર છે, અને તે આપણે દરેક એક એક રૂપીયો આપીએ; એટલે તે બની શકે તેમ છે, અને તે સઉથી પહેલી જરૂર છે, કે પછી આપણા તમામ છોકરાઓ કે, બીઝનેસમેનને ત્યાં જવાથી રહેવા ખાવાની અડચણ જતી રહે; અને એવા પંદર હજાર માઈલ દુરના પ્રદેશમાં એવી સંસ્થા આપણી પોતાની હોવીજ જોઈએ; તેમજ ફ્રાન્સના શહેર પારીસમાં પણ તેવી સંસ્થાની શાખા એટલે તેજ અમેરીકાની હીંદુસ્તાન એસોસીએશન જેની ઓફીસ એક ન્યુયોર્કમાં બીજી ચીકાગોમાં એ રીતે અમેરીકામાં ઘણાં ગામોમાં છે, તે પ્રમાણે હાલમાં તા. ૧૩ મી જાનેવારી ૧૯૨૧ ના રોજ પારીસમાં પણ ખોલવામાં આવી છે, અને તેઓ પણ આપણા દેશી ભાઈઓને અગવડ ન પડે; તે બાબતની ખબર પુરીપાડવા સારૂ આ સંસ્થા ખોલી રહ્યા છે. ઇંગ્લાંડમાં લંડનમાં તો આપણે આપણા દેશના રીવાજ મુજબ સાહેબ માબાપો તરફથી Y. M. C. A. ની સંસ્થાના એ લોકોએ એટલે ઇંગ્રેજોએ Indian student Association Hut બાંધેલી છે. ત્યાં રહેવાની, અને હીંદુસ્તાની ખાવાની સગવડ કરેલી છે કે, કોઇપણ વધારે પોતાની ટાંગ લંબાવે નહીં; તે પ્રમાણે ગુલામગીરીમાં પુરેપુરી રીતે પાછા દેશમાં આવીને રહી શકે; તે મુજબ તજવીજ બરાબર રાખવામાં આવે છે, તો તે દેશમાં પણ છોકરાઓ ભણવા

મોકલવા હોય તો, ત્યાં પણ હીંદુસ્તાન એસોસીએશન જેવી સંસ્થા ખોલવી; અને ત્યાં પણ આપણું મકાન, અને રેસ્ટોરાન્ટ આપણા દેશનાં ધનથી ઊભું કરી આપણે Y. M. I. A. Young men Indian Association સ્થાપવાની ખાસ જરૂર છે. જર્મનીમાં આપણા દેશીભાઇઓની એક પેઢી મી. એ. જીવણજી જેઓ મુંબઈના વતની છે તેમની છે. તેમની પેઢીમાં ખબર કાઢવાથી ત્યાંની કેટલીક હકીકત મળી શકે તેમ છે. કારણકે, જર્મની, અને પારીસમાં ભાષાની અવગડ ઘણે દરજ્જે ત્યાં ઇંગ્રેજી જાણનારા બહુ નહીં હોવાથી પડે છે, માટે આપણા દેશીબંધુઓની પેઢીઓ હોય; તેની મારફત ખબર કાઢવાથી સુલભ થઈ પડે છે. પરંતુ ભવિષ્યમાં જર્મની પણ આપણા છોકરાઓ કેળવવા મોકલવા હોય તો, ત્યાં તેમજ પારીસમાં પણY. M· I. A. કાઢવાની; અને ત્યાં પણ આપણુંજ મકાન અને આપણી હોટલો હીંદુસ્તાન એસોસીએશને કાઢવાની અને ત્યાં સેક્રેટરી રાખવાની પણ જરૂર છે. હવે તો જેમ બને તેમ જલદી દેશને તૈયાર થવાની જરૂર છે નહીતો ગુલામગીરીમાં વગર ગુલામની રીતના કાયદા સીવાય સડયા કરવું હોય તો ભલે સુઇ રહો ને લુંટી જાય તેમને લુંટવાદો ને હાય હાય કર્યા કરો.



# પ્રકરણ ૧૪ મું.



હીંદુસ્તાન આપણો દેશ દુનીઆના કોઇપણ ભાગ સાથે સરખાવતા પછી ચાહે યુરોપ, આફ્રીકા, અમેરીકા, ઓસ્ટ્રેલીઆ કે કોઇપણ દુનીઆના ભાગ સાથે સરખાવતા એક સુવર્ણમય દેશ છે છતાં આપણે વસનારાઓએ તે વાત નહી જાણી તે દેશને પોતાનો નહીં માની દુર્દશામાં હોઈએ તેમ આપણી પોતાની ભુલોથી કરી દીધો છે. આપણા દેશમાં જ્યાં કાળ, રૂતુ, રાત્રી દીવસ સમાન, સર્વ તરેહનો આરામ મહાંત, મોટી મોટી નદીઓ પર્વતો, વનસ્પતિઓ, ખાણો, ફળ, ફળાદી, તેજાના, ભાજી પાલો, અનાજ સર્વેથી ભરપુર જે જોઇએ તે તમામ ચીજો ઇશ્વરે ઘરને બારણે ગોઠવી મુકી છે છતાં આંધળા થઇ તેનો લાભ નહી લેતા પારકા ઘરમાં પારકા દેશમાં ધુંડતા ફરીએ છીએ એ એટલી મોટી ભુલ છે કે ઈશ્વિર પોતાની પાસે પોતાના હ્રુદયમાં છતાં જેમ મંદીરોમાં કોઇ આકાશમાં છે એમ ધુંડવા ફરીએ છીએ. તેજ ભુલે આ ભુલ બીજી કરાવી દીધી છે માટે બીજા દેશો ત્યાંની રૂતુઓ ત્યાં અનાજ મેવા તેજાનાના કેવા કેવા અભાવો છે તેમને જીંદગીના જીવન સારૂ પોતાના ખાવાનાને

સારૂ કેટલી ફીકર હર હંમેશ રાખવી પડે છે તેની સાથે સરખાવતા આપણો દેશ ઇશ્વરે અમુલ્ય સ્વર્ગ બરાબર બનાવ્યો છે છતાં તેનો લાભ નહિ લેતા અને ઐકયતાના મંત્રના અભાવથી દુઃખના સાગરમાં ભુખે તરસે બુમો મારી રહ્યા છીએ. આના કરતાં બીજી શું શોચનીય વાત હોય ? તેમજ આપણા દેશમાં એક મહાન ખુબી છે કે સર્વે તેત્રીસ કોટી પોતાના હાથથી એકજ થાળીમાં સર્વ ચીજો સાથે લઇ ભોજન કરે છે જેવી રૂઢી દુનીઆના બીજા કોઈ ભાગમાં નથી તેમજ ખાવાની રસોઇ બનાવવાની અને સ્વાદની જે આપણા હીંદુસ્તાનના લોકોને ખબર છે તે દુનીઆના કોઇ ભાગમાં કોઇ લોકને નથી તે તો માત્ર બાફી બાફીને ઉકાળીને ખાય છે. તેઓ મસાલા કે તેજાનાના અભાવને લીધે તે મસાલો શું ચીજ છે અને શાની અંદર નાંખી કેમ ખવાય છે તે જાણતાજ નથી. ટુંકાણુમાં તેઓ બીચારાઓને સાધારણ ખીચડી સરખી પણ આવડતી નથી એટલામાં બધું સમજીજ લેશો. એથી જે વસ્તુ ઉપર આપણું જીવન અને જે ખાધા સારૂજ આપણે મહેનત કરી રહ્યા છીએ, તેનાજ ઠેકાણા ન હોય; તો પછી શું કામનું ? તે પ્રમાણે આ લોકો ગમેતેવા આખા દુનીયાના ભાગમાં ઇશ્વરે પેદા કરેલા છે, તમામ સગવડો તેઓ કરી રહ્યા છે, છતાં આપણા સુવર્ણમય દેશમાં ઇશ્વરકૃપાથી

બનતા પદાર્થોના અભાવથી તેમને કોઇબી રીતે આપણા સ્વાદ પ્રમાણે ખાવાની ખબરજ નથી; અને આપણે જયાંસુધી તે દેશોમાં આપણા સાહસીકોને, અને બાળકોને શિક્ષણ માટે મોકલવા હોય તો, આપણી પદ્ધતિ મુજબ આપણા સ્વાદ મુજબની હોટલો મોટા મોટા શહેરોમાં યુરોપ અમેરીકાના ભાગોમાં ખોલવાની ઘણી આવશ્યકતા છે, અને તેવી હોટલો ખોલવાથી તે લોકો પણ આપણા સ્વાદના ભોજનનો લાભ લેવા ચુકશે નહીં; અને કોઇબી રીતે તે ધંધો કરનારાને ખોટ જેવું છેજ નહી; પરંતુ ઘણીજ સારી પેદાશ છે, અને બીજી રીતે પોતાના દેશના બંધુઓ આજ થોડા પ્રમાણમાં જા આવ ખાવાની અવગડતાને લીધે કરી રહ્યા છે, તેને બદલે ઘણા દેશીભાઇઓ પરદેશ જતાં અચકાશે નહીં; અને આડકતરી રીતે આપણા દેશીભાઇઓની સેવા—બરદાસ થયલી ચોકખીરીતે ગણાશે; અને ધન ખોવાને બદલે ઉલટું વધશે, પરંતુ સાહસ કર્યા વગર નહીં બને. આપણા દેશના સીંધી મુલતાની ભાઈઓ પોર્ટ સૈયદ, કેરો, એલેકઝાંડ્રીયા, જીબ્રાલ્ટર, માલ્ટા એ બધે દુકાનો હીંદુસ્તાનની કયુરીઓસીટીની માંડી બેઠેલા છે અને લાખો કરોડોની ઉથલપાથલ કરી રહ્યા છે. એ વાત પણ ધ્યાનમાં રાખવા જેવી છે કે સાહસથી ધન જતુંજનથી પણ મળેજ છે.



## પ્રકરણ ૧૫ મું.


બીજું જેવી રીતે યુરોપ; એશિયા, આફ્રિકા અમેરીકા, આસ્ટ્રેલીયામાં થોમસ કુકની કુંપની દરેક મોટા મોટા શહેરોમાં ને હીંદુસ્તાનમાં પણ પોતાની પેઢી ખોલી કામ કરી રહી છે તેજ ધોરણ ઉપર આખી પૃથ્વીમાં નહી પરંતુ આપણા હીંદુસ્તાનના જુદા જુદા મોટા શહેરોમાં એક મોટી કંપની ખોલી તેજ ધોરણે કામ કરવાની જરૂર છે કે જેથી હીંદુસ્તાનમાં મોટા મોટા શહેરોમાં ફરનારને દરેક જગાએ નાણાની, ટીકીટની તેમજ તે તે ગામની સારી સારી જગ્યા જોવાની અગવડ ન પડે અને તે કંપનીના માણસોજ તમામ તેમને માટે લગેજ, ટીકીટ નાણાં અને જગ્યાઓની ગોઠવણ કરી આપે, એવી એક મોટી પેઢી દેશમાં ખોલવાની ખાસ જરૂર છે કારણ કે આપણા દેશમાં ઘણા ઘણા સ્થળોએ હમેશાં લાખો આદમીઓ જાત્રા કરવાને બહાને વખતોવખત જઇ રહ્યા છે અને તે કોઇ દીવસ અટકે તેમ નથી. તો આવી પેઢીઓ ખોલવાથી કોઇબી રીતે નુકસાની નથી પરંતુ કરોડો રૂપીઆની તેમાં પેદાશ અને દેશ સેવા છે. અને તે કંપનીએ વળી દરેક મોટા શહેરો અને જાત્રાના સ્થળોમાં વધુ એવી પણ સગવડ રાખવાની જરૂર છે કે તે

તે ગામના મુખ્ય સ્થળોની ડાયરી અને તેના ફોટોગ્રાફો પણ રાખવા અને તેની સાથે તે તે ગામમાં મોટરો જેની અંદર પચીસ આદમી બેસી શકે તેવી મોટરો પણ રાખવી અને તે મોટર સરવીસ દ્વારા તે તે સ્થળોના મુખ્ય મુખ્ય ભાગો તમામ મુસાફરો જેઓ અજાણ્યા હોય તેમને અમુક યોગ્ય ફી લઈ બતાવવા એટલે તે લોકોને દરેક સ્થાનના ઉપયોગી સ્થળોનો ઉપયોગ ધ્યાનમાં આવે. આ પ્રમાણે થોમસ કુક અને બીજી કંપનીઓ, અમેરીકન એક્ષપ્રેસ કંપની વીગેરે કંપનીઓ કરી રહી છે જેથી લોકોના સામાન સાચવવાની, પહોંચાડવાની, રેલવેના ટાઇમ જાણવાની, તે તે સ્થળો કે જાત્રાના ઠેકાણાના મુખ્ય ભાગો જાણવાની જોવાની સગવડ થઈ પડે અને તેવી કંપનીઓ કાઢવાથી ધન કમાવવાની અને દેશ સેવાની બેઉ હાજતો પુરી પડશે અને હજારો આદમી કામે લાગશે અને લાખોને તેનો ફાયદો મળે તેમ છે તેની સાથે એવા મોટા મોટા શહેરોમાં અને જાત્રાના સ્થળોમાં આપણા દેશના રીવાજ મુજબના ખાવાનાની અને રહેવાની સગવડોવાળી હોટલો પણ સારા મોટા પાયા ઉપર કાઢવાની પણ ઘણી જરૂર છે કે જેથી મુસાફરી કરનારાઓને તમામ જાતની સગવડ જેમ યુરોપ અમેરીકામાં મળે છે, તેમ મળી શકે, અને તે કામ કરનારાઓને પણ પૈસા પેદા કરવાની તક, અને દેશસેવાનો

લાભ બન્ને મળી શકે તેમ છે, પરંતુ દેશના લોકોને તે એકબીજાપર અણુવિશ્વાસ રાખી દ્વેષભાવના રાખી કામ નહીં કરતાં નીંદા કરી અગવડો ભોગવી દુઃખી હાલતમાં મરવું છે, અને પૈસાવાળાઓએ કોઈની દરકાર કરવી નથી; અને છેવટ ગુલામગીરીમાંજ સડવું છે, તો તેને માટે તો કાંઈ છેજ નહીં, શીવાય દુઃખ. માટે કામો એટલા બધા આપણા દેશમાં છે કે એક પછી એક યુરોપ અમેરીકામાં જોઈ તે પદ્ધતિપર શરૂ કરો. તેમની વર્તણુક પ્રમાણે આચરણ કરવા ધડો લો તો, સુખ ઘરને બારણેજ છે, માટે જેવી મરજી પડે તેમ કરો; માટે ચાહે સુખ ભોગવો; ચાહે દુઃખ ભોગવો, હાય હાય કરો, બધું આપણાજ હાથમાં છે. દરેક પ્રજાઓએ પોતાની મેળે કામ કરી સુખ ઉત્પન્ન કર્યું છે, અને તે મુજબ આપણે પણ કરી શકીએ તેમ છીએ. જો, આપણે એકબીજા તરફ સહાનુભુતિ અને પ્રેમ રાખતા શીખીએ તો, નહીં તો કોઇબી રીતે વેદાંતના નિયમ પ્રમાણે સુખ મળી શકેજ નહિ. છેવટમાં મારા હીંદુસ્તાનના સર્વે દેશીબંધુઓને એક વીનંતી કરૂં છું કે, હાલની ચાલતી દુનીયાના ક્રમ પ્રમાણે ઐક્યતાનો મંત્ર દેશમાં દાખલ કરો, અને પ્રેમ ભાવના, અને સ્વાર્થ ત્યાગ, અને એક બીજાને બનતી મદદ કરવાની ઇચ્છા અને સર્વે પોતે લાયક છીએ એમ નીશ્ચય કરો, અને પારકી વસ્તુથી રાજી

ન થતા તેને ઝેર સમાન સમજો ને તેવી વસ્તુઓની ઇચ્છા હોય તો તે કેમ બનાવી તેનો વૈભવ કરવો તે શીખો કે સુખ ઘરની પછવાડે છે, તે આગલે દરવાજે આવી બારણું ઠોકશે અને તમો તમારા મંદીરો સુવર્ણમય જોશો નહીં તો છાપરાના નળીઆના ઠેકાણા નહી રહે અને છેવટ ઝાડ નીચે પથારી કરી સુવું પડશે. દુનીઆમાં તો બુદ્ધિનુંજ રાજ્ય છે ને જે બુદ્ધિ વાપરે તેની છે. કાંઇ તે બજારમાં વેચાતી મળતી નથી. આપણે આપણી પાસેજ છે છતાં તેનો અનુભવ કરવા કે તે કેળવવા તજવીજ કરાતી નથી તે કરવાનું છે. ૐ શાન્તિ ! શાન્તિ ! ! શાન્તિ ! ! !



## પ્રકરણ ૧૬ મું.




ધુમાં હું મારા તમામ દેશના બંધુઓને અરજ કરૂં છું કે, તેઓ સાહેબને કાંઇપણ, યુરોપ, અમેરીકા, આફ્રીકામાં કેરો એલેકઝાંડ્રીયા બાબત તેમજ અમેરીકામાં ન્યુયોર્ક, ચીકાગો, ફીલેડેલફીઆ, વોસીંગ્ટન, બફેલો નાયગરા ફોલ્સ, ડેટ્રીઓટ બાલટીમાર, અને જર્મનીમાં, બર્લીન, હેમ્બર્ગ, સોલીંગન આનાબર્ગ, કેમનીક્ષ, મ્યુનીચ, કુમોન, ફ્રેંકફોર્ટ બાબત અને ફ્રાન્સમાં પેરીસ, લીઓન; મારસેલ્સ બાબત, તેમજ ઇટાલીના શહેર નેપલ્સ, રોમ, જીનોવા, મીલાન, ફ્લોરેન્સ તેમજ ઈંગ્લાંડમાં લંડન, માનચેસ્ટર, લીવરપુલ, બરમીંગહામ, બોલટન વીગેરે સ્થળો બાબત, સ્કુલો, કોલેજો, યુનિપરસીટી કે વેપાર બાબત કે કાંઇપણ કંપનીઓ કાઢવા બાબત કાંઇપણ ખબર જોઇતી હોય તો સેવકને નીચેને સરનામે પુછશો તો હું મારા દેશના બંધુઓ સારૂ મારી બનતી સેવા કરવા દરેક રીતે હાજર છું.

મારૂં ઠેકાણુંઃ—સાકરલાલ ડાહ્યાભાઇ વકીલ—ભરૂચ.



## પ્રકરણ ૧૭ મું.



આજકાલ આપણા દેશમાં એક એવો ભ્રમ થઇ રહ્યો છે કે જો આપણા દેશમાં આજે આ બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, શુદ્ર એ પ્રમાણે જુદી જુદી જાતો છે તે બધી એક બની જાય તો હમણાં દેશનું દરીદ્ર જતું રહે પરંતુ ત્યાં એક મોટી ભુલ ચાલી રહી છે. ભાઇ, કોઇ પણ દેશનું કલ્યાણ એક જાતિ થઇ જવાથી થતું નથી. એમ થતું હોય તો આપણા દેશમાં મુસલમાનોની એકજ જાતિ છે તેમનું કલ્યાણ આપણાજ દેશમાં આપણી રૂબરૂમાં કેટલાનું થઇ ગયું અને તેમની ઉન્નતિ યુરોપ અમેરીકા બરાબર કેટલી થઈ ગઇ તે બતાવો, એટલું બસ નથી પરંતુ બલુચીસ્તાન અફ્ઘાનીસ્તાન, અરબસ્તાન, પરશ્યા, આફ્રીકાના હબશીઓ, અને અમેરીકાના રેડ ઈન્ડીઅન્સો, ઓસ્ટ્રેલીઆના અસલી આસ્ટ્રીયનો જેઓની એકજ જાતિ છે, તેમનું કલ્યાણ કે, ઉન્નતિ થઈ ગયલી હોય તો બતાવો; પરંતુ તેથી ઉલટું જે જે દેશોમાં ઉન્નતિ થઈ છે, એટલે યુરોપ અમેરીકામાં ત્યાં બરાબર જાતિ પ્રમાણે એટલે સ્વધર્મ પ્રમાણે વર્તણુક પ્રત્યક્ષમાં ચલાવી રહ્યા છે, ને મનુએ ઉપર જે ધર્મની વ્યાખ્યા બતાવેલી છે. શંકરાચાર્યએ વેદાંતની પરનાલીકા બતાવી છે, તે મુજબ એ પ્રજા વગર જાણે વર્તન કરી રહી છે,

તેથી તેમની ઉન્નતિ થઈ રહી છે, બુદ્ધિ વધી રહી છે, કળા-કૌવશલ્ય વધી રહ્યાં છે. નહીં કે, ત્યાં જાતિ નથી; ત્યાં બરાબર જાતિ જે પ્રમાણે મનુએ મનુસ્મૃતિમાં જાતિ પ્રમાણે ગુણો અને તેમનાં કર્મો વીગતવાર વર્ણન કર્યાં છે, તે પ્રમાણે યુરોપ અમેરીકાના દેશોમાં જાઓ અને જુઓ; બરાબર તેજ પ્રમાણે તેમનું વર્તન ચાલી રહ્યું છે, અને તે તેની ઉન્નતિનું કારણ છે. જ્યાં જાતિ પ્રમાણે વર્તન નથી; તેવો દેશ આપણો અને ઉપર બતાવ્યા તે દેશો છે, તેથી તેની ઉન્નતિ નથી; અને બુદ્ધિહીન થઈ ગઈ છે. જ્યારે આપણા દેશમાં બરાબર જાતિ પ્રમાણે તેમનાં ગુણો અને તે અનુસાર ધર્મ પળાતા હતા; ત્યારે આપણે હીંદુસ્તાનાં લોકો સૌથી ઊંચે શિખરે હતા; અને આજે ચીનનાં લોકોની આવી મોટી વસ્તી એકજ જાતિની છે, છતાં તેની પણ ઉન્નતિ નથી; કારણકે, જ્યારે આપણો તથા બ્રાહ્મણો પોતે બ્રાહ્મણ જાતિનાં જે ગુણો અને કર્મો ધર્મશાસ્ત્રોએ બતાવ્યાં છે કે, તેમને દેશના લોકોને વિદ્યા ભણાવવી; અને ધર્મનું રક્ષણ કરવા સર્વે જગાએ વ્યાખ્યાનો કર્યાં કરવાં; અને દેશમાંથી ધર્મ બીલકુલ નષ્ટ ન થાય; તેજ કામ કરવું તે વાત છોડી દઈ આપણા બ્રાહ્મણો પોતાનુ કર્મ ભુલી જઈ પોતે મુર્ખ બન્યા; અને પોતે બીજી જાતિને ધર્મનીતિ શીખવાનું; તેમજ તમામ બીજી જાતિને તેના ગુણ અને સ્વભાવ

પ્રમાણેનું શિક્ષણ આપવાનું ગુરુ કુળો સ્થાપન કરીને તમામ જાતની વિદ્યા લાયકાત મુજબ તે તે છોકરા–છોકરીઓને તેમની જાતિના ગુણો મુજબ શીખવવાનું મુકી દીધું; અને પોતે નોકરી–ચાકરી, ગુલામગીરી કરવા મંડી પડયા; ને દુકાનો માંડતા થયા; એટલે પોતાની ગુરુપદ્દી ઉપર નીચે ગુલામગીરીની સલામો કરવાની પદ્દી ઉપર આવ્યા; અને તેથી તેમનું માન પણ ગયું, અને દેશમાંથી વિદ્યા ને ધર્મ ગયો; અને તેથી ઉલટું યુરોપ અમેરીકાની પ્રજાની બ્રાહ્મણ કહેવાતી જાતિ જે પાદરીઓ કહેવાય છે, તે પાદરીઓ મીશનરીઓ આખા યુરોપ અમેરીકામાં વિદ્યા ભણાવવાનું, અને ધર્મ સાચવવાનું, અને તેજ ધર્મ જુદી જુદી પ્રજામાં ફેલાવી પોતાના ધર્મમાં લાવવા સારૂ કામ કરી રહ્યા છે, અને તે મીશનરીઓ દરેક દેશમાં જાય છે. ધર્મને બહાને, અને તે પ્રજાઓનાં લક્ષણ–અપલક્ષણ જાણી જઈ પોતાનો ધર્મ પસાર કરી પોતાના ભાઈઓનું એટલે દેશીભાઈઓનું હિત કેમ સચવાય; તે બદલ વેપારરોજગારની, તેમજ રાજતંત્ર ત્યાં કેમ સચવાશે; તે બાબતની તજવીજ, અને ગોઠવણો કરી રહ્યા છે. જે કામ આપણા પહેલાંના ઋષિમુનિઓ જેના પુત્રોજ હાલના બ્રાહ્મણો છે, તે કરતા હતા અને તેથી ધર્મ–નીતિ, અને વિદ્યા આપણા દેશમાં સૌથી સીરતાજ હતી. આ પ્રત્યક્ષ પ્રમાણ છે. જરા

વિચાર કરો; પછી જાતિ એક કરવાથી કલ્યાણ થાય છે કે નહિ; તે વાત સમજો અને સમજાવો. સર્વ ઉન્નતિનું રહસ્ય તો ધર્મ અનુસાર વર્તનથી રહ્યું છે, અને .તે પ્રમાણે જે જે દેશમાં ઉન્નતિ હાલ જોવામાં આવે છે, ત્યાં તેઓનાં આચરણ ધર્મઅનુસાર છે, તેજ પ્રમાણે આપણા દેશમાં ક્ષત્રિય જાતિ હતી; તેમનું કર્તવ્ય દેશનું રક્ષણ, અને દેશની રાજ્યવ્યવસ્થા કરવાનું હતું; તેજ પ્રમાણે યુરોપ અમેરીકામાં તે જાતિ, તેજ કામ કરી રહી છે. આપણા દેશમાં વૈશ્ય જાતિનું કામ તમામ જાતનો વેપાર અને ખેતીવાડીનું તમામ કામ કરવાનું હતું તેજ પ્રમાણે યુરોપ અમેરીકામાં વેપારી વર્ગ તેજ કામ બરાબર તેજ ધર્મના ગુણો વૈશ્યના મનુએ બતાવેલ છે તે પ્રમાણે કરી રહ્યા છે પરંતુ આપણા દેશમાંથી ક્ષત્રીના ધર્મ મુજબ કામ કરી રહ્યા નથી અને વૈશ્ય પણ વૈશ્યના ગુણ ધર્મ મુજબ વર્તન કરી રહ્યા નથી, માત્ર બધીજ જાત ગુલામગીરી કેમ થાય તેજ તજવીજમાં પડવાથી ગુલામ બન્યા છે. તેમજ યુરોપ અમેરીકામાં જે શુંદ્રજાતી એટલે મજુર વર્ગ તેજ પ્રમાણે સર્વે ઉપલી જાતીઓનું કામકાજ કરવામાં પોતાની ધર્મની ફરજજ કામ કરવાની છે તે પ્રમાણે કામ કરી રહ્યા છે અને તેથી ઉલટું આપણા દેશમાં તેપણ પોતાની ફરજ પ્રમાણે કામ નહી કરવું અને કેમ ગુલામગીરી કરવી અને

કેમ ચાહે તો શેઠ થઇ જવું આવા વીચારથી કોઈપણ જાતિ આપણે ત્યાં છેજ નહી અને તે છતાં જાતી એક થાય તો કલ્યાણ થાય તે બોલવું એ વ્યર્થ છે જાતિ નથી અને તેના ગુણો અને તે મુજબના કર્મો નથી તેથીજ દેશની દુર્દશા થઇ રહી છે. જો હમણા યુરોપ અમેરીકા પ્રમાણે ત્યાં આપણાજ મુળ સિદ્ધાંત મુજબ જાતી પ્રમાણે કામ ચાલી રહ્યું છે તેજ આપણા મૂળ ધર્મના સિદ્ધાંત ઉપર આપણે જાતિ અનુસાર પોતાના કર્તવ્ય શું છે તે સમજી તેજ પ્રમાણે પાલન શરૂ કરવાનું કરીએ તો બુદ્ધિ, બળ, કળા, કૌશલ્ય જે આગળ હતું તે તરતજ આપણી રૂબરૂ ખડું થશે કારણ કે યતો ધર્મઃ સ્તતો જયઃ છે તે કોઇબી રીતે ખોટું નથી.



## પ્રકરણ ૧૮ મું.



તેમજ બીજો વીચાર આપણા કેટલાક જુવાન વર્ગોમાં ચાલી રહ્યો છે કે જો ઇન્ટર મેરેજીસ જો થાય તો ઉન્નતિ આપણી થઇ જાય એ પણ વાત ભુલ ભરેલી છે. ઉપર બતાવ્યા મુજબ ચીનમાં. પરસ્યામાં, અફગાનીસ્તાનમાં, અરબસ્તાનમાં, બલુચીસ્તાનમાં હબસીઓમાં બધે તેમજ મુસલમાનોમાં ઈન્ટર મેરેજ થઈ રહ્યા છે. તેમની કાંઈ પણ ઉન્નતી થઇ હોય એમ જણાતું. નથી અને તેમ કર્યાથી ઉન્નતિ થાયજ નહી ઉન્નતિ યુરોપ, અમેરીકા, જાપાનની થઇ છે ત પોતાના ધર્મ પ્રમાણે એટલે મનુષ્ય જાતીના જે સામાન્ય ધર્મ ઉપર મુજબ મનુ મહારાજે ૧૦ દશ બતાવેલ છે તે પ્રમાણે ક્રાઇસ્ટે પણ ૧૦ ડોગમાઝ બતાવ્યા છે તે મુજબના વર્તન થી અને તે પ્રમાણે આચરણ કરવાથી ઉન્નતિ થઇ રહી છે. જો આપણે આપણા સર્વે દેશ તરફ આ દેશ હમારો છે અને આ દેશમાં રહેનારા હમારા પોતાના બંધુઓ છે અને સર્વે એકજ ઇશ્વરની પ્રજા છે, સર્વે સરખા છે તેમના ઉપર ઐક્ય ભાવના અને પ્રેમની દૃષ્ટિ જેમ યુરોપ અમેરીકા જાપાનની પ્રજામાં છે તેવી જાગૃતી આપણા મનમાં થઈ તે પ્રમાણેનું વર્તન કરવા તત્પર થઇએ તો કાલે સવારે આ દુઃખ જે આપણા રૂબરૂ દેખાય

છે તે જેમ દીવાથી અંધકાર નાસી જાય તેમ જતું રહે તેમ છે અને તેજ સિદ્ધાંત આપણા વેદ વેદાંત અને શાસ્ત્રોનો છે અને તેજ મનુના બતાવેલા ધર્મનો હેતુ છે પરંતુ તે મુજબ નહી ચાલવું અને કહેવું કે ઇન્ટર મેરેજથી કલ્યાણ થઈ જાય તેમાં કાંઈ થાય તેમ નથી આ ઇન્ટર મેરેજ આપણા દેશમાં અસલ પરા પુર્વેથી નહી દાખલ થવાથી દુનીઆના જુદા જુદા ભાગના લોકો આપણી જાતિમાં વસવાટ કરવા આવી શક્યા નથી અને એમીગ્રેસન આપણા દેશમાં તેથી થયું નથી અને તેથીજ આપણી હસ્તી કાયમ રહી છે કે આપણે હીંદુસ્તાની રહ્યા છીએ અને આપણને ઇન્ડીઅન્સ એમ કહેવડાવી રહ્યા છીએ અને હીંદુસ્તાન રહ્યું છે નહી તો કાંઈ પત્તો પણ રહ્યા ન હોત અને જેમ આફ્રીકામાં એમેગ્રેસન થવાથી સીદીઓનો પત્તો રહ્યો નથી જેમ અમેરીકામાં એમેગ્રેસન થવાથી રેડ ઇન્ડીઅન્સોનો પત્તો રહ્યો નથી જેમ ઓસ્ટ્રેલીઆમાં ઓસ્ટ્રેલીઆના અસલ વતનીઓનો પત્તો રહ્યો નથી તેમ ક્યારનું થઇ ગયું હોત પરંતુ આપણા અસલના મહાન વીચાર શીલ ઋષિમુનીઓની પ્રણાલિકાથી આજસુધી જાતો, અને ઇન્ટમેરેજમાં જો કે ક્રર્મો—ગુણોમાં ફેરફાર થયો છે, છતાં હજુ અભિમાન કાયમ રહ્યું છે, તેથી આપણી આજ તેત્રીસ કરોડની હસ્તી રહી છે, માટે ખરો રસ્તો શુંડવાને બદલે અને પરદેશ જઇ વિદ્યા શિખી જાપાનની માફક પોતાના

દેશમાં ઐક્યતા, અને કળાકૌશલ્ય વધારવાને બદલે, અને માંહોમાંહોની ઇર્ષ્યા, દ્વેષ લડાઇ, અદેશાઇ અને નિંદા, અને કોરટોમાં જન્મ સુધી કજીયા લડવાની બુદ્ધિઓને તિલાંજલી આપી માંહોમાંહે એકજ ઈશ્વરે છતાં આ મારો ધર્મ અને આ તારો ધર્મ, ધર્મ તો કોઈનો નહી, જે જે પાળે તેનો, એમ માની જુઠી તકરારો મુકી એકતા કરી દેશ હમારો અને દેશબંધુઓ હમારા ભાઈઓ છે, અને કેવીરીતે હમો સર્વનું કલ્યાણ થાય; એ મનમાં રાખી આપણા દેશની વસ્તુ શિવાય પરાઈ વસ્તુ વાપરવી; એ જ્યારે ઝેર સમજી જાપાનની પેઠે તમામ કળાહુન્નર દાખલ કરો. પૈસાવાળાઓએ પોતાનાં ધનથી હરેક રાતે બાળકો શીખવવા; અને સ્કુલ, કોલેજો, કાઢવામાં યુનીવરસીટીઓ સ્થાપવામાં હુન્નરોનાં કારખાના ખોલવામાં ખરોખરો ધર્મ છે, એમ માની કામ કરવાની જરૂર છે, અને ગરીબોએ દેશસેવા માટે દરેક દેશહિત સારૂ પોતાના ભાઇઓ સારૂ તન અને મનથી કરવું એજ ધર્મ છે એમ સમજી કજીઆ છોડી દઈ કામ કરવા માંડવું કે તરતજ જય છે. એ સીધો રસ્તો છે દેશની ઉન્નતિનો નહી કે તમામ એક જાતિ થવાથી કે તેમાં માંહો માંહે કે બીજા ગમે તે દેશની કન્યા પરણી લેવાથી દેશનું શ્રેય છે. જાપાને પોતાની ઉન્નતિ કયા દેશની કન્યા પરણીને કરી છે તે બતાવો.



## પ્રકરણ ૧૯ મું.



તેમજ દેશમાં દરેક જાતની ઐક્યતામાં* મજુર વર્ગોમાં દરેકે દરેક ખાતામાં પોતાની એસોસીએશન કરવાની જરૂર છે અને તે એસોસીએશનમાં નીમેલા પંચો જે ઠરાવ કરે તે અનુસાર વર્તન કરવાથીજ તેમનું અને તેમના બાળકોનું કલ્યાણ છે નહી કે એક મજુરને રજા મળે ત્યારે બીજા મજુરે હાજર થઈ થોડે પગારે પોતાના બંધુના પેટ ઉપર પગ મુકી કામ કરવામાં શ્રેય નથી. દરેક દેશમાં જ્યાં મજુરોની ઉન્નતિ જણાય છે ત્યાં દરેક ખાતાના મજુરોની સંસ્થાઓ છે અને તે સંસ્થાના મુખીઓના હુકમ અનુસાર તમામ તે ખાતના મજુરો ચાલે છે એટલે તેમની ઉન્નતિ છે તેજ પ્રમાણે આપણા દેશમાં તમામ ખાતાઓના મજુરોની જુદા જુદા ખાતા વાર જુદી જુદી એસોસીએશન સ્થાપન કરવાની ખાસ જરૂર છે; જો દેશના પગ બળવાન હશેજ તોજ શરીર કામ કરી શકશે અને મજુરો તે આપણા આખા શરીરના પગ છે એ નક્કી સમજવું, પછી તે ખાતા સરકારી હોય કે ખાનગી હોય પરંતુ ખાતાવાર દરેક શહેરોમાં અને ગામોમાં તેવી સંસ્થાઓ મજુરો માટેની ખોલવા તજવીજ કરવાની ખાસ જરૂર છે એટલે કે ગામોમાં

ગામના મજુરોની ખેતીવાડીને લગતાં કામકાજ તેમજ ગામને લગતા કામકાજ કરનારાઓની સંસ્થા હોવી જોઈએ અને તેમને તેમના મુખીઓના ઠરાવ મુજબ ચાલવાનું હોવું જોઈએ તેમજ શહેરોમાં જેઓ ખાનગી નોકરી ચાકરી કરતા હોય તો તે ચાકરોની એસોસી-એશન, ગુમાસ્તાગીરી કરતા હોય તો ગુમાસ્તાઓની એસોસીએશન, વેપારીઓના કલાર્ક હોય તો વેપારીઓના કામદારો તરીકેની એસોસીએશન માસ્તરોનો ધંધો કરતા હોય તો માસ્તરોની એસોસીએશન, પોષ્ટ ટપાલમાં કામ કરતા હોય તો પોસ્ટમેનની એસોસીએશન, તાર ખાતામાં કામ કરતા હોય તો તાર ખાતાના માણસોની એસો-સીએશન, રેલ્વેમાં કામ કરતા હોય તો રેલવેના નોકરોની એસોસીએશન, મીલમાં કામ કરતા હોય તો મીલ મજુરોની એસોસીએશન, સરકારી તલાટી ગીરી કરતા હોય તો તળાટીઓની એસોસીએશન, કાર-કુનોની જગાનું કામ કરતા હોય તો, કારકુનોની એસો-સીએશન, સીપાઈ સરકારી હોય તો, સરકારી સીપાઈઓની એસોસીએશન, ખાનગી સીપાઇ કે, નોકરોનું કામ કરતા હોય તો, ખાનગી સીપાઈ કે, નોકરોની એસોસીએશન. એ મુજબ દરેક ખાતાવારની મજુરીનું કે નોકરીનું કામ કરનારાઓને પોતાની એસોસીએશન સ્થાપવાની ખાસ

જરૂર છે, અને તેઓએ પોતાની એસોસીએશનના જે જે મુખીઓ નીમ્યા હોય; તેમના હુકમ અને ઠરાવ મુજબ કામ કરવાની જરૂર છે, અને તેમાંજ મજુર વર્ગનું શ્રેય છે, અને યુરોપ અમેરીકામાં દરેક જાતના નોકરોમાં તેમની સંસ્થાઓ છે, અને તેથીજ તેઓ ઘણી સારી સ્થીતીમાં રહેલા છે. જ્યારે આપણા મજુરવર્ગોમાં એસોસીએશન, અને ઐક્યતા નહિ હોવાથી તેઓ દુઃખી હાલતમાં મળે છે, માટે એ વાતનો પણ દેશમાં દરેક જગાએ વીચાર કરવાની; અને અમલમાં મુકવાની ખાસ જરૂર છે, અને તે પણ દેશની ઉન્નતિનુંજ એક લક્ષણ છે, કારણ જે દેશનો મજુરવર્ગ અજ્ઞાન રહે; તે પણ એક શરીરનુંજ અંગ હોવાથી શરીર જેમ એક બાજુએ પક્ષાઘાત હોય; ને નકામું પડે; તેમ નેશન બનવામાં પક્ષાઘાત રહે; એટલે નેશન બનાયજ નહી. તેમની ઉન્નતિ પણ ઉપર મુજબ કરવાની ખાસ જરૂર છે.

ૐ શાન્તિ !   શાન્તિ ! !   શાન્તિ ! ! !



